# ડાકટર સામ્યુઅલ જૉન-સનનું જીવન ચરિત્ર.

"सूरतसे कीरत बरी, बीन परख उर जाय;
सूरततो जाती रही, कीरत कबू न जाय."

મૂળ મરાઠીમાં.

રા. રા. વિષ્ણુ કૃષ્ણ ચિપુલણકરે કર્યું તેનું

ભાષાન્તર કર્ત્તા.

નારાયણ હેમચંદ્ર.

રા. રા. વ્રજયશંકર ગવરીશંકર ઓઝાના
ઉદાર આશ્રયથી પ્રકટ કર્યું.

ઈ. સ. ૧૮૯૫

# પ્રસ્તાવના.

મહાનજનોનાં જીવન ચરિત્રો વાંચવાથી પુષ્કળ લાભ થાય છે એ કોઇને કહેવું પડે એમ નથી. તેથી આપણામાં સાધુસંગનો મહિમા પુષ્કળ વર્ણવ્યો છે. મહાનજનોનાં ચરિત્રો વાંચવાથી આપણને તેના જેવા થવાની ઈચ્છા ઉત્પન્ન થાય છે અને તે મનુષ્યની ઉન્નતિ કરવામાં મદદ આપે છે. આવો વિચાર મનમાં હોવાથી હું વારંવાર જીવન ચરિત્રો પ્રકટ કરૂંછું. આ લઘુ પુસ્તક મૂળ મરાઠીમાં રા. રા. **વિષ્ણુ કૃષ્ણ ચિપલુણકરે** નિબંધમાળામાં પ્રકટ કર્યું હતું. તે ઘણું સારૂં જણાયાથી તેમાં ઘટતો ફેરફાર કરીને તૈયાર કર્યું છે. આશા રાખવામાં આવે છે કે તેનો યોગ્ય આદર થશે.

આ પુસ્તક પ્રસિદ્ધ કરવાનું માન રા. રા. **વજેપશંકર ગવરીશંકર ઓઝાને** ઘટેછે. અને તેમના ઉદાર આશ્રયથી આ પુસ્તક પ્રસિદ્ધ થયું છે તેથી તેમનો આભાર માનવો ઉચિત ગણું છું.

**કૌમુદીભવન**
**અમદાવાદ ૧-૪-૯૫** } **નારાયણ હેમચંદ્ર**

૬૨૧૨

# *ડાકટર સામ્યુઅલ જૉન્‌સનનું જીવન ચરિત્ર.

## પ્રકરણ ૧ લું.

### જૉન્‌સનનો જન્મ અને બાલ્યાવસ્થા.

*ડાકટર સામ્યુઅલ જૉન્‌સનનો જન્મ ઇંગ્લાંડના સ્ટાફર્ડશાયામાં લિચફીલ્ડ નામના ગામમાં ઇ. સ. ૧૭૦૯ માં થયો હતો તેનાં માબાપ ગરીબ સ્થિતિમાં હતાં; પણ તેઓ સારા સ્વભાવનાં તેમજ કુલીન હોવાથી ગામમાં ઘણાંજ માનવંત થયાં હતાં. એક વખતે જૉન્‌સનનો બાપ લિચફીલ્ડનો માજીસ્ટ્રેટ નિમાયો હતો, પણ તેનો દરરોજનો ધંધો પુસ્તકો વે-

* કેટલાક, વાંચનારાઓ જાણતા હશે કે ઉપરનું ઉપપદ ભટ્ટ, આચાર્ય પંડિતના જેવું કેવળ સન્માનાર્થક છે. ડાકટરનો શબ્દ આપણા દેશમાં અંગ્રેજી વૈદ્ય એ અર્થમાં જો કે લાગેલો છે તોપણ તેનો મૂળ અર્થ વિદ્વાન્ એટલોજ થાય છે. જૉન્‌સનને આકસફર્ડ યુનિવરસિટીએ એલ્. એલ્. ડી. નો કીતાબ તેની વિદ્વતા અને તે વખતના ગ્રન્થ કર્તામાં તે અગ્રગણ્ય હતો તેથી પોતાની મેળે મોકલ્યો હતો.

ચવાનો હતો. *તેની દુકાન મોટી હતી અને પોતાની પાસેના ગ્રન્થો પોતાને સારા સમજાતા હતા; તેથી બીજા પુસ્તકો વેચનારના કરતાં તેની પ્રખ્યાતિ ઘણીજ હતી, જૉન્સનને નાનપણથીજ "સ્ક્રાફ્યુલ" નામનો એક રોગ થયો હતો; એ રોગ તેના વંશમાં ઉતરતો આવતો હતો એવું કેટલાક કહે છે, અને કેટલાંક એમ કહે છે કે તેની દાઇના સંસર્ગથી થયેલો હતો. તે રોગ દૂર કરવા માટે જૉન્સનના માબાપે ઘણા ઔષધોપચાર કરી જોયા પણ કંઇ પણ સારો થયો નહિ. આખરે તેઓ પોતાના એ ત્રણ વર્ષના છોકરાને તે વખતની રાજ્ય કરનારી આન રાણીની પાસે લઇ ગયા અને તેના હાથના સ્પર્શથી પણ કંઇ ગુણ આવ્યો નહિ.+

* ચોપડી વેચવાનો ધંધો હજી સુધી આપણા દેશમાં સારી પેઠે ચાલ્યો નથી. વિલાયતના પુસ્તક વેચનારાઓ મુંબઇના મેમાણોના જેવા ફક્ત વેપાર કરતા નથી, તેઓના મોટાં મોટાં છાપખાનાં હોયછે ને તે પોતે પુસ્તકો છાપે છે; દર વરસે લાખો પુસ્તકો તૈયાર કરીને તેનો ખપ પણ ઘણોજ બહોળો થાય છે.

+ જૉન્સનના શરીર ઉપર રાણીએ હાથ લગાડવાનું કારણ એ હતું કે જેને જે રોગ થયો હોય તેના ઉપર રાજસ્પર્શ આ મોટું રામબાણ ઔષધ છે એવો તે વખતના માણસોનો ખ્યાલ હતો.

# પ્રકરણ ૨ જું.

## અભ્યાસ અને તેના પ્રકાર.

જૉન્સનના વિદ્યાભ્યાસનો આરંભ લિચફીલ્ડની નિશાળમાં થયો હતો. તે નિશાળમાં સઘળા ગરીબના છોકરાં આવતાં હતાં, કેમકે તેઓને કંઇપણ આપવું પડતું નહોતું તેથી જૉન્સનના ગરીબ માબાપને તેના શિક્ષણને માટે કંઇ ખર્ચ કરવો પડયો નહોતો. આ નિશાળમાં લાટિન અને ગ્રીક ભાષાનું જ્ઞાન આપવામાં આવતું હતું; તેમાંથી લાટિનનું તેણે સારૂં જ્ઞાન મેળવ્યું હતું. પછી કેટલાંક વર્ષ સુધી તે ઘરમાં રહીને પોતાના બાપની દુકાનમાં કંઇ કામ કરવા લાગ્યો. તેનો સ્વભાવ નાનપણથી ઘણોજ સ્વછંદી હતો; એકાગ્રહ થઈ કોઇ પણ કામ ઘણો વખત સુધી કરવુ એ તેને પસંદ પડતું નહોતું, ઘરમાં કે નિશાળમાં જે તેણે અભ્યાસ કર્યો હતો તે પણ એવીજ જાતનો હતો. તેની બુદ્ધિ ઘણીજ તિવ્ર હોવાથી ગમે તેવા વિષયો તેને સહેલાઇથી સમજાતા હતાં; અને સ્મરણ શક્તિ પણ તિવ્ર હોવાથી જે કંઈ

તેણે વાંચ્યું સાંભળ્યું હોય તે તેના મનમાંથી કદી જતું નહોતું. પણ એકાગ્ર ચિત્તથી તેણે કદી પણ અભ્યાસ કર્યો નહોતો. શરીરમાં તે ઘણો બળવાન હોવાથી નિશાળના મસતીખોર છોકરાઓમાં તેને પહેલો નંબર હતો, અને કંઈ લઢાઇ બખેડા કરવા માં તે સર્વથી આગળ પડતો હતો. આથી દરરોજના પાઠ ધ્યાન આપીને ન તૈયાર કરવાથી તેને વારંવાર નેતરનો માર ખાવો પડતો હતો. આ પ્રયોગનું મહાત્મ્ય તે છેવટ સુધી વર્ણન કરતો હતો અને વખતો વખત કહેતો હતો કે મારા મહેતાજીએ જો મને ઘણો માર્યો ન હોત તો હું કદી શીખવા પામ્યો ન હોત. * ગમે તેમ હો, ઓગણીશમે વર્ષે તે આકસફર્ડ યુનિવરસિટીમાંની પેંબ્રોક કો

* સોટી વાગે ચમ ચમ વિદ્યા આવે રમ ઝમ આ વચનનો બદલો ઉપરનો વિદ્વાન વારંવાર કહેતો હતો તે કહેતો હતો કે છોકરાની તરફથી નિશાળના પાઠ તૈયાર કરાવવા માટે મારના જેવું બીજુ સાધન એ નથી. તેને સમજાવીને અને એક મેકમાં ઇર્ષા ઉત્પન્ન કરાવીને ઉપલી મતલબ પાર પાડવાનો યત્ન કરવો એ ઠીક નથી, કેમકે તેનાથી મત્સરાદિ દુષ્ટભાવ નાનપણથી છોકરામાં વધે છે.

કૉલેજમાં એક શ્રીમંત છોકરાના સાથી તરીકે ગયો.* પણ થોડા દહાડામાં પેલા ધનવાનના છોકરાએ કૉલેજ છોડી; તેથી તેનો મુખ્ય આધાર ગયો. તે છતાં મોટી અડચણ સહન કરીને તેણે બીજા કેટલાંક દિવસ ત્યાં કાઢ્યા. આવી રીતે બધા મળીને ત્રણ વર્ષ ત્યાં રહ્યા છતાં અન્તે યુનિવરસિટીની ડિગ્રી (કિતાબ) નહિ મેળવતાં તેને પોતાના ઘર તરફ પાછું આવવું પડ્યું.

જૉનસનનો વિદ્યાભ્યાસ ગુરૂમુખથી વિદ્યા ગ્રહણ કરવી એ અહિંથીજ પૂરી થઈ; એના પછી તેને બીજો યોગ બન્યો નહિ. તેથી જે તેને વિદ્યા સંપાદન કરી, તે કેવળ પોતાના શ્રમથી એટલે સેંકડો પુસ્તકો વાંચીને અને જગતના વ્યવહારો જોઈને કરી, આની પહેલાં પણ તેણે જેટલી વિદ્યા મેળવી હતી, તેટલી ગુરૂના શીખવ્યા કરતાં પોતાની જિજ્ઞાસા અને પરિશ્રમથી તેને વધારે જ્ઞાન પ્રાપ્ત થયું હતું. પોતાના બાપની દુકાનમાં જુદાં જુદાં વિષયોપર રચેલાં ઘણાં પુસ્તકો હતાં. તે પોતાની

---

* ઇંગ્લાંડમાં એવો ચાલ છે કે શ્રીમંતોના છોકરાઓને વિદ્યાભ્યાસને માટે કોલેજમાં મોકલવામાં આવે છે તે વેળાએ તેની જોડે અભ્યાસ કરવા માટે સોબતી તરીકે ગરીબના છોકરાને મોકલે છે તેનો ખર્ચ તેના માબાપ ઉપર અથવા પાલકના ઉપર હોય છે.

મરજી પ્રમાણે વારંવાર ઉથલાવતો હતો, જેટલું પ-સંદ પડતું તેટલું વાંચીને કંટાળો આવતો કે તરત તે ત્યાંથી પડતું મૂકતો હતો. આવી રીતે લાટિન, ગ્રીક, ઈટાલિયન વગેરે ભાષાના ગ્રન્થો રમતાં રમતાં આ નાના છોકરાએ વાંચીને આટલું બધુ જ્ઞાન મેળવેલું હતું કે તેટલું મોટામોટા વિદ્વાનમાં ખપનારાઓમાં પણ ન હોતું. જ્યારે તેનો આક્સ-ફર્ડમાં પ્રવેશ થયો તે દહાડે જૉન્સને એક લા-ટિન ગ્રન્થકારનું વચન બોલતાં બોલતાં ઓકાવી લીધું, તે સાંભળીને તેનો ગુરૂ આશ્ચર્ય પામ્યો. તેમજ ત્યાં રહેતી વેળાએ પોપ કવિનું મેસાયા નામના એક કાવ્યનો થોડોક ભાગ તરતનો પ્રસિદ્ધ થયો હતો તેનું લાટિનમાં ભાષાન્તર કરવાને વિદ્યા-ર્થિયોને આપ્યું હતું તે જૉન્સને ઘણીજ ઉત્તમ રીતે કર્યું હતું. એ સિવાય તેના એક વિદ્યાલયના ગુરૂએ બૉસવેલને કહ્યું હતું કે “ હું જૉન્સનનો અમાસ્તો ગુરૂ કહેવાઉછું; ખરેખર જોતાં તે મા-રાથી ઘણો ચઢીયાતો છે.”*

---

* Dr. Adams paid Johnson this high compliment. He said to me at Oxford in 1776, “I was his nominal tutor, but he was

જૉન્‌સનની શિક્ષણની પદ્ધતિનું જે વર્ણન પાછળ આપી ગયાછીએ તે જોયાથી વાંચનારાઓના ધ્યાનમાં એક મોટી મહત્વની વાત આવ્યા વિના રહેશે નહિ, તે એ છે કે મનુષ્યે વિદ્યામાં અથવા કોઇપણ ગુણમાં કુશળતા મેળવવી એનો પોતાના યત્ન ઉપર જેટલો આધાર રાખેછે તેટલો શિક્ષકના જ્ઞાન અથવા શ્રમ ઉપર રાખતો નથી. આજ સુધી મોટા મોટા વિદ્વાન ગ્રન્થકર્ત્તાઓ થઈ ગયા છે, તેઓના ગુરૂથી મેળવેલા જ્ઞાનના અંશો અને પછીથી તેના પોતાના પરિશ્રમથી તે જેટલા વધેલા એની તુલના કરવામાં આવે તો પહેલા બીજાની આગળ કંઈ નહિ જેવા જણાશે. ખરી રીતે જોતાં જ્ઞાન પ્રાપ્તિની ઇચ્છા હોય તો તેને તે વિષયપર પોતે ઉદ્યોગ કરવો જોઇએ. શિક્ષકનું કામ મુખ્ય કરીને માર્ગ દર્શાવવો એજ છે, તે સિવાય બીજું કંઇજ નથી. આજકાલ યૂરોપ અને અમેરિકામાં છાપવાની કળા ઘણીજ પસરેલી હોવાથી પુસ્તકો ઘણીજ સસ્તી

---

above my mark". When I represented this to Johnson, his eyes flashed with grateful satisfaction and he exclaimed that was liberal and noble! *Boswell Life.*

કીંમતે મળેછે અને વળી તે સર્વ વિષયપર અને સર્વને સહેલાઇથી સમજાય એવી રીતનાં હોવાથી શિક્ષકની ગરજ પણ ઘણીજ દૂર થઇ છે. એથી સેંકડો મોટા મોટા ગ્રન્થકાર ઉત્પન્ન થયા છે કે તેને શીખવવા માટે કોઈની પણ ગરજ પડી નથી તેઓએ સર્વ જ્ઞાન સ્વતઃસિદ્ધજ મેળવેલું છે. એવી સ્થિતિ આપણા દેશમાં જો કંઈક આરંભ થાયતો કેળવણી ખાતાનો કેટલોક ખરચ બચશે અને લોકોને કેટલો લાભ થશે?

---

## પ્રકરણ ૩ જું.

### બાપના મરણ પછી ઉપજીવિકાને માટે ઉદ્યોગ.

જૉન્સન કૉલેજ છોડીને થોડો કાળ ઘરમાં આવી રહ્યા પછી તેનો બાપ મરણ પામ્યો. તેને પોતાના રોજગારમાં કદી પણ બરકત થઈ નહોતી, અને અન્તે તેને આ વેપારમાં મોટી ઠોકર ખમવી પડી હતી. તેથી કમાવવાની પંચાતી પડતી હતી. એવી સ્થિતિમાં પિતાના મરણથી જૉન્સનને પોતાના એક ભાઇને અને પોતાની માને કેટલું દુઃખ પડયું હશે તેની કલ્પના હરકોઇને સહેલાઇથી આવી

શકશે. આવા સંકટમાં પણ આ ચરિત્ર નાયક વિખ્યાત પુરૂષે ધીરજ છોડી નહિ. જૉન્સનનો પિતા મરતી વેળાએ ફક્ત વીશ પૌંન્ડ (બશો રૂપીઆ) રાખી ગયો હતો, તે રૂપીઆ પોતાની માની પાસે મૂકીને અને પોતાના ભાઇને બાપની દુકાન ઉપર લગાડીને પોતે કેવળ પોતાની વિદ્યા ઉપર ગુજારો કરવા તથા પોતાનું નશીબ અજમાવવા નીકળ્યો. પહેલાં તે એક નિશાળમાં મેહેતાજી રહ્યો. તે નિશાળ ખાનગી હતી, અને તેમાં જૉન્સન ઉપશિક્ષક તરીકે રહ્યો. ત્યાં થોડાક દિવસ પછી પોતાના ઉપરીની જોડે તેને બન્યું નહિ તેથી તેણે નોકરી જલદીથી છોડી દીધી. નિશાળના વડા મહેતાજીનો સ્વભાવ ઘણોજ અભિમાની અને તિસ્મારખાનના જેવો હતો, તેનો ધારો એવો હતો કે તેણે હાથ નીચેના મહેતાજીને મહેરબાનીથી નોકરીપર લગાડ્યો છે. તેથી મુંગે મોઢે નીચુ માથું ઘાલીને સર્વે સહન કરવું જોઇએ. અમે જે કહીએ તે તેને માથે ચઢાવીને ગુલામની પેઠે દરેક શબ્દમાં "હાજી હા" એમ કહીને માથું હલાલવું જોઇએ. પણ જૉન્સન તેવી પ્રકૃતિનો માણસ ન હોતો, વખત જતાં બેઉ વચ્ચે તકરાર વધી પડી તેથી પોતાની

ઑસબોન કરીને એક મોટી ચોપડી તેના માથા ઉપર ફેંકવાને ચૂકયો નહિ. જેણે ચેંડફિલ્ટના જેવાની પણ પરવા રાખી નહોતી તે આવા નાના સરખા નિશાળના મહેતાજીની પરવા શી રાખે? તેણે ચાકરી-પર લાત મારીને બાર્મિંગહામ નામના શહેરમાં જવા નીકળ્યો. ત્યાં તેનો એક પરમ મિત્ર રહેતો હતો. તેના ઘરમાં તે થોડાક દહાડા રહ્યો, ત્યાં રહેતી વેળા એક પુસ્તક વેચનારના કહેવાપરથી તેણે એક ફ્રેન્ચ ગ્રન્થનું ભાષાન્તર કરવાનો આરંભ કર્યો. આ ગ્રન્થ લાંબો નામના એક જેસુઇટ પંથના ગ્રન્થકારે "આબિસિનિયા દેશની મુસાફરી" કરી હતી તેનું ભાષાન્તર કરવાનું સોપ્યું. લાંબો એ પોર્ચ્યુગીજ મિશનરી હતો; અને તે હબશિયોના દેશમાં જઇને ત્યાંના સર્વ સૃષ્ટિ ચમત્કાર અને લોકોની રીતભાત વગેરેનું અનુભવસિદ્ધ તેણે વર્ણન કર્યું હતું; તેની મુશાફરીનો મુખ્ય હેતુ તેના ધર્મબંધુ પ્રમાણે શુભ વર્ત્તમાનનો પ્રસાર કરવાનો હતો; અને જતી વેળા તેની જોડે બે બીજા પાદરીઓ ગયા હતા. પણ તે બેઉ તેને એકલો છોડીને જતા રહ્યા: તે જંગલી દેશમાં ફર્યો. નીલ નદીનું મૂળ શોધી કાઢવાના વિષયમાં આજ હજારો વર્ષો થયા યત્ન ચાલેલો

હતો તે તેને કંઇક પૂરો કર્યો. આ પુસ્તકનું અંગ્રેજી ભાષાન્તર જૉન્સને તૈયાર કર્યું, આ કામને માટે તે પુસ્તક પ્રગટ કરનારે પાંચ પાઉન્ડ આપ્યા. ત્યારપછી તેણે એક લાટિન કવિનો ગ્રન્થ છપાવવાની જાહેર ખબર આપી તેમાં તેણે જણાવ્યું હતું કે તે કવિના કાવ્ય થોડી કીંમતમાં સર્વને મળવા શિવાય તે કવીનું ચરિત્ર અને લાટિન કવિતાનો ઇતિહાસ પણ તે આવૃત્તિમાં સામેલ છે. પણ તે ગ્રન્થને ઘણો આશ્રય ગળ્યો નહિ. ગ્રાહક ઘણાં થોડાં મળ્યાથી અને કોઈ આશ્રય આપનાર નહિ મળ્યાથી તે સંકલ્પ છોડ્યો.

---

## પ્રકરણ ૪ થું.

### વિવાહ વિદ્યાલય સ્થાપન અને લંડનમાં જવું.

જ્યારે જૉન્સન બર્મિંગહામમાં રહેતો હતો ત્યારે ત્યાંના એક વેપારીની જોડે તેની ઓળખાણ થઈ ને તેની સ્ત્રીની જોડે તેનો ઘણોજ સારો પરિચય થયો, તેની વિદ્વતા અને ભાષણ કરવાની ચતુરાઇથી તે તેને ઘણો પસંદ પડ્યો, અને જૉન્સન પણ તે વેપારીની સ્ત્રીની રસિકતા અને બીજા ગુણથી

તેને ચહાતો હતો. કેટલોક કાલ ગયા પછી પેલો વેપારી મરણ પામ્યો. તે વેળા પેલી વેપારીની બાયડી વિધવા થઈ, તેથી એકમેકનો સ્નેહ અને પ્રેમ ઉપરના ગુણોથી ગાઢો થયો. જૉન્સને પોતાની માની રજા લઇને તેની જોડે વિવાહ કર્યો, અને અત્યાર લગી તે મુશાફરના જેવો છડો રહ્યો હતો. તે હમણા ઘરખટલાવાળો, ચાકર નફરોવાળો, બાયડીવાળો થઇને મોટી ધામધુમથી રહેવા લાગ્યો. સ્ત્રીએ લગનની વેળાએ ૮૦૦ પાઉન્ડ જૉન્સનને આપ્યા હતા, અને તે સારી વ્યવસ્થાથી વાપર્યા હોત તો તેને તે ઘણા દિવસ ચાલત અથવા આખી ઉમ્મર સુધી સારી રીતે ચાલત. પણ તે કેવો હતો! તેને આટલી મુદ્દત થયા ગરીબાઇમાં તથા વિપત્તિમાં દિવસ ગાળવા પડ્યા હતા. તેથી તેને એવી બુદ્ધિ સુઝી કે આપણો સંસાર ચાલે છે! અને હાલની પેઠે આગળ પણ ચલાવવા માટે પોતે એક જુદુ વિદ્યાલય સ્થાપ્યું. એ વિદ્યાલય તેના પોતાના ઘરમાં રાખીને વિદ્યાર્થિયોને ખાવા પીવાનો પણ બંદોબસ્ત ત્યાંજ રાખવાનું યોજ્યું. પછી સર્વ તૈયારી કર્યા પછી એક વર્ત્તમાનપત્રમાં જાહેર ખબર આપી કે, "સામ્યુઅલ જૉન્સનના ઘરમાં વિદ્યાર્થિયોને

શીખવાનો બંદોબસ્ત કરીને લાટિન તથા ગ્રીક ભાષામાં અભ્યાસ ચલાવવામાં આવશે. માટે શ્રીમાન તથા સંભાવિત માણસોએ પોતપોતાના છોકરાઓને ત્યાં મોકલવા.” આ જાહેર ખબરથી કંઈ વધારે ફળ દીઠામાં આવ્યું નહિ. અઢાર મહિના ચાલ્યાં ગયાં. તે છતાં એ ત્રણ છોકરાઓના શિવાય વધારે ન મળવાનું કારણ એ હતું કે જૉન્સનની આગળ જતા જે મોટી કીર્ત્તિ થઈ હતી કે તેના સહજ બોલવાપરથી મોટા મોટા માણસોના માથા નીચે નમતા હતા અને તે કેવળ અપ્રતિમ પંડિત ગણાયો હતો; તેવી તે વેળા તેની કીર્તિ થઈ નહોતી. તેની પ્રસિદ્ધિ કેવળ વિદ્યાલયમાંજ હતી પણ લોકોમાં તો તે વિશેષ અજાણ્યો હતો. જે ગુણ હોવા જોઇએ, તેમાંના તેનામાં કેટલાંક ઓછા હતા. પ્રથમ તો તેનું શરીર કઢંગુ હતું. તેનો ચહેરો તદન ખરાબ નહોતો પણ ભવ્ય હતો. પણ તેની નજર કંઈક બાડી હતી. તેના બોલવા ચાલવાની ઢબ સાંભળનારને અને તેમાં ખસુસ છોકરાના મનમાં ઠસાવા જેવી નહોતી. અને ઉપહાસ્ય લાગે એવી હતી. વાયુવાળા મનુષ્યની માફક હાથ પગ ફેલાવવની તેને નાનપણથી આદત પડી ગઈ હતી.

ઘેલા માણુસના જેવો દેખાવ જણાતો હતો. આ સર્વ પ્રકાર ઘરમાં વિદ્યાભ્યાસને માટે રહેલા છોકરાઓને દરરોજ નજરે પડતો હતો, તોપછી ગુરૂના ઉપર પૂજ્યભાવ ન થતાં તેની તેઓ નકલ કરતા હતા. એ સિવાય વિદ્યાલયની બીજી મોટી નકલ કરવાની ગુરૂપત્ની હતી. તેની ઉમ્મર જૉનસેનના કરતાં બમણી હતી; એટલે તેની ૪૮ વર્ષની ઉમ્મર અને પોતાની ૧૬ વર્ષની ઉમ્મર હતી. તેથી આવું જોડું એક મેક વચ્ચે બધે કેવી રીતે પ્રેમ થતો હશે તે જોઇને તે જુવાન વિદ્યાર્થિયોને કેટલી મોજ જણાતી હશે અને તેઓ તે વિષય ઉપર કેટલી મશ્કરી કરતા હશે! આ વિદ્યાર્થિયોમાં શેકસપિયરના સર્વોત્કૃષ્ટ અભિનય કરનાર જે પ્રખ્યાત ગ્યારિક હતો. તે પહેલાથીજ નકલો અને પછીથી નાટકનો કસબ સારી રીતે સાધીને તેમાં તે પહેલી પદવીએ પહોચેલો હતો. અને તે સર્વ મજા તેને પોતે નાની ઉમ્મરમાં જોઇ હતી. તેથી લંડન શહેરમાં મોટા મોટા માણસોની આગળ જ્યારે તે પોતાના ગુરૂની નકલ કરતો હતો, ત્યારે તે કેટલો હાબેહુબ અને ઉત્તમ પ્રાકરે કરતો હતો તે કહેવું જોઇએ એવું નથી.

સાંભળનારાઓના પેટ હસતાં હસતાં દુઃખતાં હતાં. ગમે તેમ હો, પણ જૉનસનનું વિદ્યાલય સારીરીતે ન ચાલવાના ઉપલાં કારણો હતાં. તેના શિવાય તેનો સ્વભાવ પણ સૌમ્ય અને મળતાવડો નહોતો ઘણોજ કડક હતો, તથા વિદ્યાર્થિયોને મૂળભૂત સિદ્ધાન્તથી લઇને ક્રમવારથી શીખવાને જે કંટાળો હોય છે તે તેને તદ્દન પસંદ નહોતો, તેથી આ સર્વ કારણથી વિદ્યાલયની સારી અવસ્થા થઇ નહિ. અન્તે સ્ત્રી જે પૈસા લાવી હતી તે બધા વ્યર્થ ખર્ચી ને ફરી ગરીબાઇમાં આવ્યો. એ જોઇને જૉનસને પોતાની કલમ ઉપર પોતાનો નિર્વાહ ચલાવવાનો વિચાર કરી, પહેલાંનો સંકલ્પ મનમાં આણીને લંડનમાં જવા નીકળ્યો. પોતાની જોડે વિદ્યાર્થિયોમાંના ઉપર કહેલા ગ્યારિકને લીધો.

---

## પ્રકરણ ૫ મું.

### ગુરૂ શિષ્ય લંડનમાં—ગ્યારિકની હકીકત.

જૉનસન અને તેનો શિષ્ય ગ્યારિક લંડનમાં ઇ. સ. ૧૭૩૭ ના આરંભમાં આવી પહોંચ્યા. પહેલા તો તે બેઉ કેવળ પોતાના પેટ ભરવા માટે ત્યાં

આવ્યા હતા. અને ધીરે ધીરે પોતપોતાના ગુણથી અત્યંત પ્રખ્યાત અને સર્વમાં પ્રમુખ થઈ પડ્યા. આ અત્યુચ્ચ સ્થાન જૉન્સનને કેવી રીતે મળ્યું તે આગળ જતાં જણાશે. પ્રથમ ગ્યારિકની હકીકત આપવી દુરસ્ત ધારીએ છીએ. આ મહા વિખ્યાત નટ જૉન્સનનો પરમ મિત્ર હતો અને તેનો આ ચરિત્રમાં ઘણીક વેળા સંબંધ આવનારો છે, તેથી અને એના શિવાય સામાન્ય રીતે જ્ઞાન મેળવવાનો વિષય છે, તેથી નીચે લખેલી હકીકત અપ્રસંગી નહિ થઈ પડે.

ગ્યારિક એ જૉન્સનના કરતાં નવ દશ વર્ષે નહાનો હતો તેના શિક્ષણનો પ્રકાર પાછળ કહેલો છે. તેનું ધ્યાન નાનપણથી નાટ્યવિદ્યા ઉપર ઘણું હતું લંડનમાં આવ્યા પછી પહેલાં તો તે કેટલાંક દહાડા સુધી વેપારના કામમાં પડ્યો હતો પણ તે કામપર તેને કંટાળો છુટ્યો તેથી તરત તે નાટકમાં પેઠો, પેસતાંજ કેટલાંક દિવસમાં તેણે પોતાના સોબતીઓને તથા શહેરના બધા નટોને પછવાડે મૂક્યા, બીજી સર્વ નાટકશાળાઓએ હળવે હળવે માણસ વગરની થઇને બધી ગરદી તેની નાટકશાળામાં થવા માંડી. ખ્યાલી ખુશાલી કરનારા શોખીન માણસો

અને મોટા મોટા અમીર ઉમરાવો જે મંડળીમાં ગ્યારિક હતો તેઓને આશ્રય આપવા લાગ્યા. એટલુંજ નહિ પણ પોતાના જેવા મોટા મોટા નામાંકિત ગ્રન્થકારો તથા રસિકો પણ તેના અપૂર્વ નાટ્ય પ્રકાર જોઇને આશ્ચર્ય પામ્યા. આવી રીતે થોડી મુદતમાં ગ્યારિકની ચોતરફ કીર્ત્તિ પસરી, અને તેણે પોતે એક નાટકશાળા તાબામાં લીધી તથા તે મંડળીનો પોતે મુરબ્બી થયો. એનું અધિપત્ય તેને ૪૫ વર્ષ સુધી ચલાવ્યું. આખરે તે પોતાના સભાજનોનું ઘણું માન મેળવી તથા પ્રેમ પૂર્વક છોડવાની રજા લઇને જે કામમાં તેણે આટલી કીર્ત્તિ મેળવી હતી તે છોડી દીધી. નાટકશાળાની સત્તા પોતે વેચી, તેને માટે તેને ૩૭૦૦૦ પાઉન્ડો મળ્યા હતા. આ રકમના ઉપર અને આગળ મેળવેલી બીજી પુંજી ઉપર પોતાના છેલ્લા દહાડા આનન્દથી કાઢવાનો સંકલ્પ કર્યો હતો. પણ તે થોડા દિવસમાં મરી ગયો. ગ્યારિકના જેવો હજી સુધી નટ થયો નથી.

આપણા દેશમાં આજકાલ નાટયવિદ્યા તદ્દન જતી રહેલી છે; તેનો ઉદય હમણાંજ કયાં કયાં થતો જાય છે. "નાટક' 'નાટક" આ શબ્દ કેવળ

નિન્દાસ્પદ થઈ ગયલા છે. આવી હિન્દુસ્તાનની સ્થિતિ ઉપરથી જોતાં જૉન્સનના શિષ્યે અને પરમ મિત્રે નાટકમાં પ્રવેશ કરી તે કસબમાં માનમાન્યતા મેળવવી એ ઘણુંજ આશ્ચર્ય તરીકે જણાશે. પણ અમારા વાંચનારાઓમાંથી કેટલાકના જાણવામાં હશે કે નાટકનો ધંધો સામાન્ય રીતે જોતાં જોકે મોટો પ્રતિષ્ટિત ગણ્યો નથી તથા સાધારણ પ્રવર્ત્તક એવો પણ મનાતો નથી* તોપણ પ્રાચીન કાળના અને હાલના મોટા મોટા પ્રમુખ રાષ્ટ્રમાં નાટયશાળા, ગાયન, વાદ્યનૃત્ય, ચિત્રવિદ્યા ઇત્યાદિની પેઠે ઘણું માન મળતું હતું અને હજી પણ મળેછે.

---

* જૉન્સન જોકે મોટો ધર્મશીલ અને સદાચરણી હતો, તોપણ તેના મન ઉપર નાટક મંડળીના થોડા કાલના સમાગમથી કેવા વિકાર ઉત્પન્ન થયાં હતાં તે નીચલા લેખ ઉપરથી જાણવામાં આવશે. નાટકનો પ્રયોગ થવાનો હોય તેની પહેલાં કેટલાંક વખત સુધી પડદામાં બેસતો હતો, તે વખતે તેની સ્થિતિવિષય તેનો ચરિત્રકાર લખે છેઃ—

...He for considerable time, used to frequent the Green-Room, and seemed take delight in dissipating his gloom, by mixing in the sprightly chit-chat of the motey circle then to be found there. Mr. David

હમણાં અને વિશેષ કરીને ગયા શૈકામાં આખા યૂરોપમાં પ્રમુખ થનારા જે ઇંગ્લાંડ છે તેમાં ગ્યારિકે ઉપર કહેલી રીતે મોટી કીર્ત્તિ મેળવી હતી એ કંઈ નવાઇની વાત નથી. તેનામાં સામાન્ય નટના પ્રમાણે યથાયોગ્ય અંગવિક્ષેપ કરવાનો તથા નાટકી સ્વરથી બોલવાનો ગુણ નહોતો પણ ખરો અભિનય તેનેજ પહેલાં આરંભ કરીને લોકોને દેખાડનારો કહીએ તો તે ખોટું નથી. જે જે નાટક પાત્રમાં કેવળ તાદાત્મ્ય જોઇને બોલવું ચાલવું સ્વર વગેરે હાબેહુબ કરી દેખાડવાના મૂળ મનુષ્યજ જોનારની આગળ આણીને જેમ ઉભા કરવા, તથા મનની જૂદી જૂદી વૃત્તિયો ચહેરા ઉપરથી દેખાડવી આ અપૂર્વ કળા તેની અંદર પહેલાંથીજ પૂર્ણ રીતે દીઠામાં આવી હતી. શરીર અને મનનો જેવો વાંકો થનારો ઇંગ્લંડમાં બીજો રિચર્ડ, તેમજ ડેનમાર્કના રાજાના એ ઘેલાના ચાળામાં લીધેલો છોકરો હામ-

---

Hume related to me from Mr. Garrick that Johnson at last desired himself this amusement from considerations of rigid virtue, saying, "I'll come no more behind your scenes, David; for the silk stockings and white bosoms of your actresses excite my amorous propensities".

લેટ, ઈત્યાદિ પાત્રોના સોંગો તેમાં હાબેહુબ ઢબ છબ લાવીને સભાજનોને કેવળ તટસ્થ કરી નાખવા. જૉન્સનના શિષ્યમાં ફક્ત સોંગ લેવાની જ કુશળતા નહોતી તેનામાં ઘણીજ કવિત્વશક્તિ પણ હતી તેથી તે તે વેળાના વિદ્વાનની પંક્તિમાં ખપતો હતો. જૉન્સન કલબ નામની એક સભા હતી જેમાં બર્ક ગિબન એવા સભાસદો અઠવાડીઆમાં એક વખત એકઠાં થતા હતા તેમાં તે આવતો હતો, અને ભાષણની છટામાં અને વિનોદકળામાં તે સર્વ ઉપર એકો હતો* પણ પોતાના દેશ ઉપર અથવા આખી દુનિયા ઉપર તેને કરેલો મોટો ઉપકાર કર્યો છે તે હજી કહેવાનું બાકી છે. તે ઈંગલંડનો અથવા તે દેશના મત પ્રમાણે આખા જગતના કવિમાં શ્રેષ્ઠ જે સેક્સપિયરના સંબંધનો છે. આ મહાકવિના ગ્રન્થો પહેલાંથીજ લોકોને વહાલા થઈ પડ્યા હતા. તોપણ ગ્યારિકના પહેલાં તેનો જેવો જોઇએ તેવો

---

* પ્રખ્યાત કવિ ગોલ્ડ સ્મિથ એ કલબનો સભાસદ હતો; તેણે ગ્યારિક વિષે લખ્યું છે:—

As an actor confessed without rival to shine. As a wit, if not first, in the very first time.

*( The Retaliation ).*

ચઢ્યા નહોતો. કેટલાંક વખત સુધી તો તે તદ્દન અપ્રસિદ્ધ થવાના જેવો થઇને જૉનસનના વારામાં તેના કરતાં ડ્રાયડન પોપનો લોકોમાં ઘણો વધારે ચાહ હતો. પણ ગ્યારિકનાં અપૂર્વ નાટયપ્રકાર જ્યારથી આરંભ થવા લાગ્યા ત્યારથી તે માન ફરવા લાગ્યું. શેકસપિયરની કીર્ત્તિને ફરીથી ઉજ્વલ કરીને જે કવિતાની અંદરના ગુણો લોકોની દૃષ્ટિમાં આવ્યા નહોતા તે ત્યારથી જોવા લાગ્યા. ગ્યારિકની શેકસપિયર ઉપર પૂજ્યબુદ્ધિ ઘણીજ હતી. ઈ. સ. ૧૭૬૯ માં તેને શેકસપિયરની જન્મભૂમિ જે સ્ટ્રાટફર્ડ છે ત્યાં તેને માટે એક મોટો મહોત્સવ કર્યો. તે ત્રણ દિવસ સુધી ચાલ્યો હતો અને હજારો માણસોએ તેનું રોપેલું ઝાડ, ત્યાંની ખુરશી અને બધાં દેખાવ આંખ ઠારીને જોઇ લીધો હતો. અને તેના ચિન્હ દેવતા પ્રસાદ પ્રમાણે સાથે લઈ ગયાં હતાં. આ નટે કરેલા નાટકના પ્રયોગથી તે વેળાના લોકોના મનને રંજન કર્યું હતું તેટલુંજ નહિ પણ તે રાજ્યમાં મહાકવિના ઉપર સર્વને અતિશય પ્રેમ ઉત્પન્ન કરાવીને તેના ઉપર પ્યાર મેળવાને મદદ કરી હતી.

---

## પ્રકરણ ૬ ઠું.

### જૉન્સનની વિપત્તિનો આરંભ, તેનાં કારણો અને તે વેળાની વિદ્યોપજીવિની સ્થિતિ.

જૉન્સન ઈ. સ. ૧૭૩૭ માં લંડનમાં આવવાની હકીકત પાછળ લખી ગયા છીએ. અહિં આવીને તેને વિપત્તિ પાડવાનો આરંભ થયો. તેણે લાગટ ૨૫ વર્ષ સુધી વિપત્તિમાં ગાળ્યાં હતાં. તેણે મોટાં મોટાં પુસ્તકો અને નિબંધો લખ્યા છે, તથા કાવ્યો રચ્યાં છે, તેની કીર્તિ ચારે બાજુએ વધારે પ્રસરી હતી. પણ તેથી તેની વિપત્તિ ઓછી થઇ નહિ, લક્ષ્મીનો અને સરસ્વતીનો વિરોધ જે આપણા લોકોમાં પ્રસિદ્ધ છે તેનું ઉત્કૃષ્ટ ઉદાહરણ તેનામાં જોવામાં આવે છે, તેનાં ત્યાર પછીનાં વીશ બાવીશ વર્ષ માત્ર ઘણાજ સુખમાં તથા સ્વસ્થમાં ગયાં હતાં. પણ આખર સુધી તેની પાસે ધન કંઇ સંગ્રહ નહોતું. જૉન્સનને લાંબી વખત સુધી ગરીબાઇ ભોગવવી પડી હતી તેનું વર્ણન હવે આપીએ છીએ.

તે વખતની લોકોની સ્થિતિ એ તેની વિપત્તીનું મોટું કારણ હતું. આડિસન પોતાના સ્પેક્ટર નામ-

ના નિબંધે ઘણું કરીને લોકોને વાંચવાને શીખવા-
ડ્યા. ઉપલા નિબંધો સને ૧૭૧૧-૧૨ માં દરરોજ
રવિવાર શિવાય નીકળતા હતા. તે કાલ અને જૉ-
ન્સનના કાલમાં ૨૫ વર્ષનું છેટું હતું. જે આડિ-
સનની વેળાએ જે માણસો વાતોના તડાકા માર-
વામાં વખત ગુમાવતાં હતાં, તેની ગતિ એક પેઢી
ગઇ હતી તે વેળાએ કેવી સ્થિતિએ ઇંગ્લંડના લોકો
પહોંચ્યા હશે તે સહજથી અનુમાન કરી શકાશે.
હમણા પોણા બસોથી વધારે વર્ષ થઇ જવાથી
જે સારીપેઠે સ્થિત્યંતર થઇ ગયા છે. તે ઉપરથી
જોતાં હાલના અંગ્રેજો અને પાંચમા છઠા સૈકાના
અંગ્રેજો કેટલા બધા અજ્ઞાન હતા કે તેની કલ્પના
કરવી પણ કઠણ થઇ પડે છે. મિલ્ટન કવિનું નામ
હાલમાં લીધાથી ઇંગ્લંડના છોકરાંના મનમાં પણ
પૂજ્યભાવ અને પ્રેમ ઉત્પન્ન થાય છે તેની કવિતા
તેના વારામાં તો કેવળ ઉપેક્ષાને પાત્ર થઇને પછી
ત્રીસ વર્ષથી ચાલીશ વર્ષ સુધી તેવીજ નકામી પડી
હતી. *વિદ્યાની અભિરૂચિ આડિસને પોતાના દેશ

---

* મિલ્ટનનું જગત પ્રસિદ્ધ કાવ્ય પ્યારા ડૈસ લૉ-
સ્ટના સર્વ મળીને ૧૫ પાઉન્ડ એક પુસ્તકવાળાએ
આપ્યા હતા.

બાંધવોને લગાડી હતી. આ એક બનાવથી તે વખતની સ્થિતિનું અનુમાન કરવા જેવું છે. જૉનસન જે વેળાએ લંડનમાં આવીને પોતાની કલમ બળે નિર્વાહ કરવાનો ઉદ્યોગ કરવા લાગ્યો તે વેળાએ લોકોની વિદ્યા ઉપર અભિરૂચિ અમસ્તી ક્યાં ક્યાં લાગેલી હતી, એ તેની ગરીબાઇનું કારણ છે. હાલની સ્થિતિમાં તેના એક પુસ્તકની ઉપજ તેને આખી ઉમ્મર સુધી ચાલત. બીજું કારણ એ હતું કે પુસ્તકવાળાનો ધંધો તે વખત હાલના પ્રમાણે સારો નહોતો અને તેઓ પોતે ઘણું કરીને તદન અભણ હતા. એક નવો ગ્રન્થ તેની આગળ છપાવવાને તથા વેચવાને આવતો; તેના ખપનો અજમાશ પોતાને કહેતા આવડતો નહોતો કોઇ પ્રસિદ્ધ ગ્રન્થ કર્તાની સંમતિ જ્યારે તે લેતા હતા ત્યારે તે હાથમાં લેવાને આગળ પડતા હતા. એથી જૉનસનનું નામ સારૂં પ્રસિદ્ધ થતા સુધી તેનાં પુસ્તકોને માટે પુસ્તક વેચનારાઓ ઘણાં પૈસા આપતા નહોતા. અને પોતે પૈસાના કામમાં ઘણો લાચાર હોવાથી બીજા ગ્રન્થકારોની પેઠે પોતાના ગ્રન્થની કીંમત માગતો નહોતો. જે એક વખત પહેલી બોલીમાં જે ઠરતું તેજ સન્તોષથી લેતો હતો. આ

બીજું કારણ થયું. પણ ત્રીજું કારણ તો બેઉના કરતાં ઘણુંજ મોટું હતું. તે આ વિખ્યાત મનુષ્યની નિસ્પૃહા અને માની એવી મનની સ્વભાવિક વૃત્તિ હતી. તે શરીરમાં જેવો બળવાન હતો, તેવોજ મનનો પણ બળવાન તથા ઉત્સાહી હતો. ગમે તે માણસ ગમે તેવો મોટો હોય તોપણ તેના વૈભ-વથી તેને નમવું તથા તેનું હા હા કહેવું એ તેને મુ-દલે પસંદ નહોતું. તદન ગરીબની જોડે જેવો વર્તતો હતો તેવોજ મોટાં માણસોની જોડે ચાલતો હતો, અને બોલવા ચલાવામાં કંઇ વધતું ઓછું થ-તો તેને જેવો જોઇએ તેવો જવાબ આપવામાં અ-થવા આ ડ્યુક છે, અરલ છે અને પેલો ગરીબ મ-નુષ્ય છે એવું મનમાં ન આણતાં જ્યાં તે અજ્ઞાન જોતો ત્યાં તેને તેનું અજ્ઞાન અથવા ગર્વ દેખા-ડવામાં કદી પણ હઠતો નહોતો. તેથી આવા મા-ણુસને મોટા મોટા લાર્ડોની જોડે કેવી રીતે બને ! આથી મોટા માણસો તેને ઈનામ ન આપવાથી તે પોતાની મહેનતમાંથી જે કંઇ મેળવતો હતો તેના ઉપર તેને છેવટ સુધી ગુજારો કરવો પડ્યો હતો.

જૉન્સન લંડનમાં ગયો ત્યારે તેની પાસે સર્વ મળીને ત્રણ ગિની હતી. બે શિફારસના પત્ર અને

એક અડધું તૈયાર થયેલું નાટક એટલીજ માત્ર તેની દોલત હતી. શિફારસ પત્રમાં એક કાગળ એક પ્રસિદ્ધ પુસ્તકવાળાને લખેલો હતો તેમાં જૉન્સનની વિદ્વત્તા, કવિત્વશક્તિ વગેરે ગુણો વિષય તેમાં તેની પ્રશશા કરેલી હતી, અને આખરે લખેલું હતું કે તેને તમે ભાષાન્તર વગેરેનું કામ સોંપશો તો તે તમારો સારો ઉપયોગી પડશે. એ પત્ર તે પુસ્તકવાળાએ વાંચીને પછી જરા તેની સામે જોઇને વિનોદથી કહ્યું, "ભાઈ, તું જો બજારમાં ટોપલો લઇને ઉચકવાનું કામ કરશે તો તું તારો નિર્વાહ આના કરતાં સારી રીતે ચલાવીશ." આ તેના બોલવામાં ફક્ત મશ્કરીજ નહોતી પણ તેના અને બીજા પુસ્તકવાળાના આશ્રયથી જે ગ્રન્થકાર પોતાનો ગુજારો કરતા હતા, તેની અવસ્થા કેવી હતી તે તેણે દરરોજ જોયલી હતી. તેનું રહેવું ચોથે પાંચમે માળપરની એક ઓરડીમાં, ખાવુંપીવું એક ભઠિયારખાનાની દુકાનમાં, શરીર ઉપર કપડાંલત્તાં પણ વખતો વખત મળે નહિ. તે વળી વખતો વખત સાવકાર સિપાઈ લાવીને આગલ ઉભો રાખ્યાથી જપ્ત થનારા, આવી રીતે કાલ ગાળતા હતા. જૉન્સનની પોતાની આ વેળાની સ્થિતિ કદી પણ ગઇ નહોતી. આજ

જો આળસથી કઇ કામ કર્યું નહિ તો કાલે અપ-
વાસ થતો હતો. તેની આવી હાલત વીસ બાવીસ
વર્ષ સુધી રહી હતી. કોઇ કોઇ વખત તે બે બે
દહાડા સુધી ભૂખ્યો રહેતો હતો.* એ વખત તો
નાઝરના સિપાઇએ તેને ઘેર્યો હતો. તેનો પ્રખ્યાત
મિત્ર નવલકથા લખનાર રિચર્ડસને પાંચ પાઉન્ડ
ઉછીના આપીને છોડાવ્યો હતો; જો કે આવી વિપ-
ત્તિના સમયમાં જૉન્સનને પોતાની ઉમ્મરના તથા
આ જુવાનીના દહાડા ગાળ્યા હતા તોપણ તેની
નીતિ તથા સદાચરણમાં જરા પણ ફેર પડ્યો ન-
હોતો. એક બે વખત માત્ર તેના પ્રસિદ્ધ મિત્ર સા-
વ્હેજની સંગતથી જરા ખરાબ માર્ગે ગયો હતો;
પણ તેણે તરત તે રસ્તો છોડ્યો અને તેને માટે
તે આખી ઉમ્મર સુધી અનુતાપ કરતો હતો.
સાવ્હેજ એ બહુ વિલક્ષણ પુરૂષ હતો, તેનો જન્મ
મોટા કુળમાં થયો હતો, તેના ઉપર મોટા મોટા
ચમત્કારિક પ્રસંગો આવી પડ્યા હતા; અને તેણે
જગતની સર્વ સ્થિતિનો અનુભવ લીધો હતો છેવટે
જૉન્સન ઉપર લખેલી વિપત્તિમાં રખડતો હતો તે

* જૉન્સનના પત્રો જે છાપ્યા છે તેમાંના એક ઉ-
પર ભૂખ્યો લખ્યો. છે.

અરસામાં આ તેનો જોડીદાર મળ્યો, અને "समानशीलव्यसनेषु संख्यम:" આ ન્યાયથી બેઉમાં તરત ઓળખાણ થઇ અને ઘણો સ્નેહ જામ્યો. સાવ્હેજમાં ઘણીજ કવિત્વશક્તિ હતી, તે ઘણો વિદ્વાન અને બહુ શ્રુત પણ હતો; તથા જગતના વ્યવહારમાં ઘણોજ ઘડાયલો હોવાથી તેની સોબત જૉન્સનને ઘણી પ્રિયકર થઈ પડી હતી. બેઉ ફ્ટિંગ હતા તથા બેઉ એક સરખા કડક હતા, તેથી બેઉ આખી રાત શહેરમાં ફરતા ફર્યા અને આખા જગતને ઉલટું કરવું*. આ વખતથી સ્નેહીની સંગતથી જૉન્સનને કેટલીક આદતો પડી ગઇ હતી. તે આખર સુધી કાયમ થઈ રહી હતી. તે આખી રાત સુધી

---

* "Johnson has often been heard to relate, that he had Savage walked round Grosvener Square till four in the morning, in the course of their conversation reforming the world, dethroning princes, establishing new forms of government, and giving laws to the several of Europe ; till fatigued at length with their legislative office, they began to feel the want of refreshment but could not muster up more than fourpence-half-penny".

*Marphy's life of Johnson.*

જાગતો હતો અને બપોરના બે વાગતા સુધી સૂતો હતો. કોઇની પરવા ન રાખતા ચાપીને ઉત્તર આપવો ક્રોધના સપાટામાં હાથ મારવાપર આવતો હતો. એવી જાતની કેટલીક આદતો પડી હતી. પણ આ સમાગમ વધારે દહાડા ટક્યો નહિ. સાવ્હેજને લંડન શહેરનો ત્રાસ આવ્યાથી તે છોડી તે વેલ્સ પ્રાન્તમાં ચાલ્યો ગયો, અને પછીથી તે જલદીથી ત્યાં દિવાની તુરંગમાં મરણ પામ્યો.

---

## પ્રકરણ ૭ મું.

### જૉન્સનનો પેટ ભરવાનો ઉદ્યોગ તેના કાવ્યો અને નાટક.

જૉન્સનનો ક્રમ "શનઃ પંથા"ની માફક એક સરખો ચાલેલો હતો. ફ્રેન્ચ ઇટાલિયન લાટિન વગેરે ભાષાનાં ગ્રન્થોના ભાષાન્તરો, નવા પુસ્તક ઉપર ટીકા, પ્રસિદ્ધ પુરૂષોના જીવનચરિત્ર, જૂદાં જૂદાં વિષયોપર નિબંધો, કવિતા વગેરે નાટકના આરંભની સામાજિક જાહેર ખબર, ગ્રન્થાર્પણ પત્ર, પુસ્તકાલયના ગ્રન્થોની વિષય મુજબ ટીપ, આવી રીતે જે જે ઉદ્યોગ મળતો હતો અથવા જે જે કોઈ

કરવા કહેતા હતા તે જૉનસન કરતો હતો. તે કુદરતી ઘણો આળસુ અને મનસ્વી હતો અને તેની એવી કંઇ અજાયબ જાતની મનોવૃતિ હતી કે તે જે જગાપર બેઠો હોય તે જગાપરથી ઉઠવું નહિ એવું તેને લાગતું હતું; પણ ભૂખની આગળ કંઈ ઉપાય નહોતો, તેનું સમાધાન કરવા માટે તેને દરરોજ કંઇ પણ ઉદ્યોગ કરવો પડતો હતો. આ તેની વિપત્તિને લીધે તેના બુદ્ધિરૂપી ભંડારમાંથી દોલત બહાર નીકળી હતી, અને તેના દેશનું કલ્યાણ કરીને આખા જગતને તે આટલો ઉપયોગી પડ્યો. નહિતો ખાણમાં રહેલા સોનારૂપાની પેઠે તે બધી સંપત્તિ ગુપ્ત રહેત; અથવા ઘણીજ થોડી પ્રકટ થાત. આનું પ્રમાણ જૉનસનના છેલ્લા વીશ વર્ષમાં જે કંઇ કર્યું હતું તે જોયાથી જણાશે. હવે તેને જે જે ગ્રન્થો લખ્યા છે તેના વિષય વાંચનારને કંઇક જણાવીએ છીએ.

જૉનસનના નામથી બે પ્રસિદ્ધ કાવ્ય જે છે તે તેણે તે વેળાએ રચ્યાં હતાં. "લંડન" અને "મનુષ્યની આશાનું વિફળપણું" આવાં બે કાવ્ય છે. પહેલું કાવ્ય તેણે પોતાના મિત્રના મરણની વેળાએ લખ્યું હતું. તેમાંનું પહેલું પદ તેને ઉદ્દેશાને લખ્યું

હતું અને બાકીનાં પદોમાં ઇગ્લંડની રાજધાનીમાં જે દુરાચારના, અનીતિના પ્રકાર હતા તેનું વર્ણન કર્યું છે. બીજા કાવ્યમાં મોટા મોટા રાજા, મોટા મોટા સરદાર, મોટા મોટા હોધેદારોના ઉદાહરણ લઇને મનુષ્યના મનની દોડ કેવી નિષ્ફળ જાય છે, એટલે મોટા મોટા આડંબર રચીને આખો તે એક પળમાં કેવી રીતે નાશ થઇ જાય છે તે દેખાડયું છે. આ કાવ્ય લાટિન કવિ જુવેનલની ઢબમાં રચેલા છે. જુવેનલે રોમના ઉપર નજર રાખીને રોમના ઇતિહાસમાંના ઉદાહરણો જેમ લીધા હતા તેમ જૉન્સનને પોતાનું રહેઠાણ અને પોતાના દેશના ઇતિહાસના આધારથી વર્ણન કર્યું છે. આ બે કાવ્ય મૂળ લાટિનના કાવ્યના જેવા છે, કેટલી જગાપર મૂળના કરતાં પણ સરસ થયું છે. પહેલું "લંડન"નું કાવ્ય પ્રસિદ્ધ થયું તે વેળાએ પોપકવિ જીવતો હતો, તેને છેલ્લી મેસાયા પ્રમાણે તેની ઘણી તારીફ કરી હતી, અને તેનો કર્તા કોણ છે તે વિશે પોતાના મિત્રની તરફથી શોધ કરાવી.* શોધ કરતાં

* જૉનસને પોતાનું નામ જ્યાં સુધી ચારે બાજુએ પ્રખ્યાત ન થયું. ત્યાંસુધી કોઈપણ ગ્રન્થપર પોતાનું નામ નાખ્યું નહોતું. તેના વિષેયપરથી અને ભાષા પદ્ધતિ ઉપરથી સમજાય છે.

કરતાં જ્યારે તેણે જાણ્યું કે એ કોઈ ગરીબ તથા અપ્રસિદ્ધ માણસ છે, ત્યારે તેણે ભવિષ્ય કર્યું કે "આ માણસ વધારે દિવસ સુધી અપ્રસિદ્ધ રહેનાર નથી." આવી રીતે આ કાવ્યથી પહેલેથી ચારે બાજુએ મોટી પ્રશંસા થઈ; કેટલાકો એવું પણ કહેવા લાગ્યા કે હવે પાપની કીર્તિ વધારે દહાડા ટકનાર નથી. તેનું વેચાણ એવું તો ત્વરાથી ચાલ્યું કે બીજા અઠવાડિયામાં તેની બીજી આવૃત્તિ કાઢવી પડી. તે છતાં જૉનસનને તે કાવ્યને માટે તે પુસ્તકવાળાએ ફક્ત દસ ગીનીજ આપી હતી. તે પ્રમાણે બીજા કાવ્યની પણ ચારે બાજુએ પ્રશંસા થઇ હતી પણ તેને પંદર પાઉન્ડથી વધારે કંઇ મળ્યું નહોતું.*

---

* ઉપરના બે કાવ્યોપર જુદા જુદા ગ્રન્થકારોના આવા અભિપ્રાયો હતા.

London has all the case and all the spirit of an original.

Gray.

"The vanity of Human Wishes is a satire the deep and pathetic morality of which has often extracted tears from those whose eyes wander dry over pages professedly sentimental".

*Sir Walter Scott.*

જૉન્સન જ્યારે લંડનમાં આવ્યો હતો ત્યારે પોતાની જોડે અડધું નાટક લખેલું લાવ્યો હતો તે વાંચનારાઓને જણાવી ગયા છીએ. ને તેને લંડનમાં આવ્યા પછી પૂરૂં કર્યું. તે નાટકનું નામ " એટીન " હતું, અંગ્રેજી ભાષામાં નાટકના બે પ્રકાર માનેલા છે. એક ટ્રાજેડી ( શોકરસ પ્રધાન ) અને બીજો પ્રકાર કૉમેડી ( હાસ્યરસ પ્રધાન ). આ નાટક પહેલાં પંક્તિનુંછે. તેનો સંવિધાનક એટલે પાટ તુર્ક લોકોના ઇતિહાસના એક ચમત્કારિક વૃત્તાન્તપરથી લીધેલો છે. તેનો પ્રયોગ જૉન્સનનો શિષ્ય ગ્યારિકે મૂળમાં ઘણો ફેરફાર કરીને રંગભૂમીપર દસ વખત કર્યો હતો. આ પ્રસંગમાં ગ્યારિકે પોતાના ગુરૂને માટે જેટલો પોતામાં કસબ હતો તેટલો પ્રકટ કર્યો; અને જ્યાં સુધી નાટકની તૈયારી સારી થવી જોઇએ તેટલી કરી હતી. પણ મૂળ કૃતિમાં અન્તઃકરણને

---

"The Vanity of Human Wsihes is an excellent imitation of the tenth satire of Juvenal. It is ih truth not easy to say whether the palm belongs to the ancient or to the modern poet".

*Macaulay.*

દૂવ કરવાનું કંઇ વિશેષ ન હોવાથી સભાજનોને તે ઘણું પસંદ પડ્યું નહિ. તેની ભાષા અને વિચાર પ્રૌઢ હતા તેથી સાંભળનારાને આખર સુધી ગંભીરાઇથી તથા સ્વસ્થ સાંભળી લીધું પણ બધી રીતે જોતાં તે થંડું થઇ ગયું. ત્યાર પછી તેનો ફરીથી પ્રયોગ કદી પણ થયો નહોતો; અને જૉન્સનનાં બીજા ગ્રન્થોની પેઠે જોતાં આડિસનનાં "કેટો" પ્રમાણે તે હવે વધારે પ્રસિદ્ધજ નથી. આ બે નાટકો હમણા સર્વના મત પ્રમાણે વાંચવાને માત્ર સારાં છે; પણ નાટકશાળામાં ભજવી દેખાડવામાં ઉપયોગી નથી. આ નાટકના પ્રયોગ ઉપરથી અને છાપવાનો હક વેચવાથી તેને ત્રણસો પાઉન્ડ મળ્યા હતા. એજ તેને તે વેળાએ હજાર પાઉન્ડની જગાએ હતા.

જૉન્સને પદ્યરૂપ જે ગ્રન્થો રચ્યાં હતાં તે ઉપર કહેલાં છે, તેટલાંજ હતાં. એના પછીનાં તેનાં બધાં પુસ્તકો ગદ્યમાંજ હતાં. તેની હળવે હળવે જે આટલી પ્રખ્યાતિ થઈ આવી છે અને હજી સુધી ચાલે છે તે આ ગદ્ય ગ્રન્થનીજ છે. કેટલીક રીતે આ પદ્ધતિને તેને નવું રૂપ આપીને તેનો પ્રચાર વધાર્યો એવું કહેવામાં કંઈ પણ હરકત નથી. આ

વખતે ઇંગ્લંડમાં જેન્ટલમન્સ મગેઝીન નામનું એક પત્ર પ્રગટ થતું હતું. તેમાં તેનાં લખાણો પહેલાં આવવા લાગ્યાં; તે પત્રમાં નિબંધ વગેરે સામાન્ય લૌકિક વિષય ચાલતા હતા તે પ્રમાણે પારલ્યામેન્ટમાં થતા વાદવિવાદની હકીકત પણ લોકોને જણાવવામાં આવતી હતી. આ બીજું કામ કેટલાંક દિવસ સુધી જૉન્સન પોતે કરવા લાગ્યો. ઉપરના પત્રનો માલીક પોતાની તરફના કેટલાંક માણસોને પારલ્યામેન્ટનો વાદવિવાદ સાંભળવા માટે મોકલતો હતો, અને તેઓને ત્યાંનો ચોપદાર કંઇ હરકત ન કરે તેનો છુપી રીતે બંદોબસ્ત કર્યો હતો. આ ખબર પત્રીઓ ભાષાણોનો સારાંશ લખીને લાવતા હતા, અને કિયા ભાષણકર્ત્તાએ કિયા પક્ષનીવતી ભાષણ આપ્યું તેપણ લખી લાવતા હતા, અને પછી એ ઉપરથી સઘળી ઇમારત રચવામાં આવતી હતી. જૉન્સનની વિદ્વતા અને ચાતુર્ય એવી હતી કે ઉપરના જેવી થોડી થોડી માહીતી ઉપરથી તે બે પક્ષના ભાષણો કરનારના ભાષણો સ્વકપોલ કલ્પિત નવા તૈયાર કરતો હતો ને તૈયાર થયા પછી તે પત્રમાં વાર્ત્તાના રૂપમાં છપાતાં હતાં; એટલે અમુક અમુક નગરના ત્યાંનાં રાજાના પ્રધાનોએ આવા

આવા ભાષણો કર્યા. આવો પહેલાંથી ઉપોદ્‌ઘાત કરવો પડતો *હતો. આ ભાષણો કરનાર ઘણા દિવસ સુધી છુપો રહ્યો હતો; તે હળવે હળવે પ્રસિદ્ધ થતો આવ્યો અને આખરે જૉન્‌સને પોતે એક પ્રસંગે કબૂલ કર્યું હતું. આ ભાષણમાં જૉન્‌સનની પ્રૌઢ રચના અને ચાતુર્ય આ બેઉ હતાં, પણ હમણા તે ઘણા પ્રસિદ્ધ નથી.

જૉન્‌સનનો એની પછીનો ગ્રન્થ પોતાના પરમ મિત્ર ઉપર જે કહી ગયા છિયે તે સાવ્હેજનું જીવન ચરિત્રનો હતો. પ્રથમ લખવામાં આવી ગયું છે કે વેલ્સ પ્રાન્તમાંની એક તુરંગમાં તે મરણ પામ્યો હતો. તેના ચરિત્ર વિષયથી લોકોને મોટી ઉત્કંઠા અને કૌતુક પણ ઉત્પન્ન થયું હતું. એવા પ્રસંગમાં ઉપલો ગ્રન્થ લખીને જૉન્‌સને આ ખોટ પૂરી કરીને સર્વને અજાયબીમાં નાખ્યા. આ પુસ્તકમાં જૉન્‌સ-

---

* ઉપલા બનાવ ઉપરથી ઇંગ્લંડના લોકોને કેટલું સ્વતંત્રપણું હતું તે જણાય છે. હમણા પારલ્યામેન્ટનો કારભાર એટલો ગુપ્ત રીતથી ન ચલાવતાં ત્યાંનાં ભાષણો આખી દુનિયમાં જેવાં હોય તેવાં પ્રસિદ્ધ થાય છે. આના ઉપરથી સો વર્ષમાં અંગ્રેજ લોકોની સ્વતંત્રતા સંબંધમાં કેટલો ફેરફાર થયો છે તે ધ્યાનમાં આવે છે.

નનું નામ નહોતું તે છતાં ઘણાને તે તેનો કર્ત્તા છે એમ જણાયું. આ વખતે ઈંગ્લંડમાં ચરિત્રો લખવાનો ચાલ વધારે નહોતો; અને જે હતો તે પણ ઘણી પૂર્ણ દશામાં આવ્યો નહોતો. કોઈ મોટો પ્રખ્યાત મનુષ્ય મરી જાય એટલે જૉનસનના જેવા વિપત્તિમાં પડેલા ગ્રન્થકારો પોતાની કલમ ઉપરથી ગુજારો કરનારાઓ તેના જીવન ચરિત્ર તૈયાર કરતા હતા, તેમાં જે ઘણા ખપવા જેવાં જણાતાં તે પુસ્તક પ્રગટ કરનારા વેચાતા લઈને છાપીને પ્રકટ કરતા હતા. એવા ભૂખ્યાના મોકલેલાં ગ્રન્થોની યોગ્યતા કેટલી થાય? કંઈજ નહિ. તેના કર્તાને તેના જેવાંજ જે ચરિત્ર કંઈક સારાં હોય તે લોકોના આશ્રયને કંઈક પાત્ર થતાં હતાં. પણ પછીથી નાશ થતાં હતાં. પણ જૉનસને લખેલું સાવ્હેજનું ચરિત્ર ઘણુંજ જૂદી રીતનું હતું. તેમાં સાવ્હેજના આયુષ્યમાં થયલા આશ્ચર્યકારક બનાવો યથાસ્થિત અને ચિત્તવેધક કથન એવી ખુબીથી કર્યું હતું કે વાંચનારની વૃત્તિ તન્મય થઈ જતી હતી અને પુસ્તક નીચે મૂકાતું નહોતું.* તેમજ ઠેકાણે ઠેકાણે જે વિ-

* જૉનસનના મિત્ર મંડળમાં સર જોશુઆ હેનૉલ્ડસ નામનો એક મોટો વિખ્યાત ચિત્રકાર હતો. તેના વિષે

ચાર પ્રકટ કર્યાછે તે ઘણા માર્મિકપણાના તથા પ્રૌઢતાના હોવાથી સામાન્ય રીતે સર્વને તથા વિશેષ કરીને તરૂણોને તો હમેશને માટે વધારે હિત થવા જેવા છે.

---

## પ્રકરણ ૮ મું.

### અંગ્રેજી ભાષાનો કોષ.

જૉનસને નાની ઉમ્મરમાં જે જે ગ્રન્થો રચ્યા

---

ઉપલા ગ્રન્થકારના સંબંધમાં એક ચમત્કારિક વાત લખેલી છે. તેનો જૉનસનની જોડે જે સ્નેહ થયો તે ઉપલા પુસ્તક ઉપરથી થયો હતો. હેનૉલ્ડસે એક દહાડો સહજ ઉપલું ચરિત્ર વાંચવાને લીધું અને રસ્તાના બાજુએ એક ધુવાડિયાના ઉપર હાથ ટેકીને તે વાંચવા લાગ્યો. પણ તે ગ્રન્થમાં તેનું મન એવું તલ્લીન થઈ ગયું હતું કે તેણે આખું પુસ્તક ત્યાંને ત્યાં ઉભાં ઉભાં વાંચી નાખ્યું. પછી આખરે ધુવાડિયાના ઉપરથી હાથ કાઢવા જાય છે તે તો સુમ પડી ગયો! પછી બેઉ વચ્ચે ઓળખાણ થઈ અને સ્નેહ આખી ઉમ્મર સુધી રહ્યો. જૉનસનનું ચિત્ર તેના ઘણા ગ્રન્થોપર જોવામાં આવે છે તે તેના હાથના ચિત્ર ઉપરથી કરેલું છે.

હતા તેનું પાછલા પ્રકરણમાં વર્ણન આપી ગયા છીએ. તે વેળાએ તેની કીર્ત્તિ પણ પ્રસરેલી નહોતી, તે વેળાના પુસ્તકો સંબંધી આગલ જણાવી ગયા છીએ. હવે તેનો પ્રચંડ ઉદ્યોગ કહેવાનો છે તેના ઉપરથી તેની કીર્ત્તિ સ્થાયિક થઇ અને તે હાલના વિદ્વાન મંડળમાં સર્વથી આગળ પડતો નક્કી થયો. આ ઉદ્યોગ અંગ્રેજી ભાષાનો કોષ છે. જૉન્સનના આગળ લખેલા ગ્રન્થો ઉપર ચારે બાજુએ ખ્યાતિ ચાલી આવતી હતી અને ઉપરના જેવા કામમાં તે કેટલો યોગ્ય છે તે ચારે બાજુએ જણાયું હતું. તેથી ઈ. સ. ૧૭૯૭ માં લંડનના કેટલાંક મોટા મોટા પુસ્તક પ્રકટ કરનારાઓએ એકત્ર થઇને વિચાર કર્યો કે જૉન્સનને આ ઉદ્યોગમાં લગાડ્યાથી તે સારી રીતે તેનું છેવટ લાવશે અને આપણને તેથી ઘણો લાભ થશે. પછી તેઓએ જૉન્સનને પોતાનો વિચાર જણાવીને તે કરવા માટે તેને ૧૫૭૫ ગીની આપવાનું કબૂલ કર્યું. જૉન્સનને દરરોજ નવો ઉદ્યોગ શોધવાનો કંટાળો આવ્યો હતો તેથી બે ત્રણ વર્ષનું પોતાને એકદમ કામ મળ્યું એવું સમજીને તેણે તે વિચાર પસંદ કર્યો. પછી હાથ નીચે ત્રણ ચાર મદદગારો લઇને એક જુદુ ઘર ભાડે

લીધું અને તેણે અંગ્રેજી ભાષાનો કોષ રચવાનો આરંભ કર્યો. આ સંસ્કાર તે ભાષામાં ત્યાં સુધી થયો નહોતો. ફક્ત શબ્દ વર્ણાનુક્રમથી લગાડેલા અને તેના અર્થ ટુકામાં આપેલા એવા નાના સરખા કેટલાક કોષો હતા. પણ ત્યાંસુધી અંગ્રેજી ભાષામાં જે ગડબડ થઇ હતી તે ભાગી નાખીને સારી વ્યવસ્થા કરવાનો ઉદ્યોગ આની પહેલાં કોઈએ પણ કર્યો નહોતો. જૉન્સને આ કોષના આરંભમાં જે પ્રસ્તાવના લખી છે તેમાં તે વખતે અંગ્રેજી ભાષાની જે સ્થિતિ હતી તેનું આબેહુબ સારીરીતે વર્ણલું છે. વર્ણોચ્ચારના વિષયમાં ભેદ, શબ્દાક્ષરના લખાણના વિષયમાં અનિયમ, વાકયની રચના, વ્યાકરણ ભ્રષ્ટ, ભાષા પદ્ધતિ શું ગ્રાહ્ય શું અગ્રાહ્ય તેનો મુદ્દલે વિચાર નથી. ગ્રન્થકારો પોતાની ઇચ્છા પ્રમાણે પારકા શબ્દ ભાષામાં નાખતા હતા. એવી અવ્યવસ્થા ભાષામાં થઇ હતી. તે સર્વ ગડબડ કાઢી નાખવી એ એકલા મનુષ્યને ત્રીસ ચાલીસ હજાર શબ્દની વર્ણ વ્યવસ્થા, ઉચ્ચાર, અર્થ વગેરે સર્વ સારીરીતે બેસાડીને ચારે બાજુની વ્યવસ્થા કરવાનો યત્ન કરવો એ કેવળ ઘણું સાહસ ભરેલુ કામછે અને કેટલું મોટું કામ

હતું ! પણ આ મહા પંડિતે પોતાના અંગપર તે સર્વ લઇને તે ઉદ્યોગ કાલે કરીને સફળ કર્યો. તેના પૂર્વ સંકલ્પ પ્રમાણે આ કામને બે ત્રણ વર્ષમાં પૂરૂં થશે એવું ધાર્યું હતું પણ તેને પૂરૂં કરતા સાત આઠ વર્ષ થયા. એટલા કાલમાં તેઓએ આપેલી રકમ બધી પૂરી થઇ ગઈ, તેને એ વખત દિવાની તુરંગમાં કર્જદારોએ લઇને બેસાડયો હતો, તે વખત તેના મિત્રોએ નાઝરના સિપાઇઓના હાથમાંથી છોડાવ્યો હતો, અને સર્વમાં મોટા દુઃખની વાત એ હતી કે જીવનને કે પ્રાણને ગણકારતો નહતો. જેના સુખને માટે પોતાને કેટલું કષ્ટ પડતું હતું તે પણ તેણે આનન્દથી સહન કર્યું હતું, અને મોટા ગ્રન્થ પૂરો થયાથી તેમાંથી ઉત્પન્ન થનારી સંપત્તિ તથા કીર્ત્તિ તેના ઉપભોગ તેની જોડે સર્વદા આવશે એવું તેના મનમાં હતું. તેની વહાલી સ્ત્રી તે વેળાએ મરણ પામી તેથી તે હવે એકલો થયો.

ઉપલા કોષના સંબંધમાં એક મોટો બનાવ છે તે અહિં કહેવો જોઇએ. તે આગળ કંઇક જણાવી ગયા છીએ તે લાર્ડ ચેસ્ટરફીલ્ડના સંબંધમાં ચેસ્ટરફીલ્ડ તે વેળાએ સેક્રેટરી આફ સ્ટેટના હોદ્દા ઉપર હતો. તેની વિદ્વતાની ઘણીજ ખ્યાતિ થયલી હતી.

અને તે વેળાના ભાષણ આપનારમાં તે આગળ પડતો હતો. આ મોટા સરદારને ઉપલા કોષમાં અનુકૂલતા જોયાથી જૉન્સને પહેલો સંકલ્પ પત્ર તેને ઉદ્દેસીને લખ્યો. તેના ઉપરથી લોર્ડે જૉન્સનને બોલાવવા મોકલ્યો. ત્યારે તે તેની પાસે જવા લાગ્યો. કેટલાક દિવસમાં બેઉ વચ્ચે ઘણી આશાઓ બંધાઇ. જૉન્સનને જણાયું કે આપણા કૃત્યમાં આટલો બદલો મળ્યો એ સારૂ થયું, અને ચેસ્ટરફીલ્ડે તે પણ જાણ્યું કે આટલો મોટો ગ્રન્થ મારા આશ્રયથી થશે તેથી મારૂં નામ ચિરકાલ ભૂષણ દાખલ થશે. પણ તે સ્થિતિ લાંબો વખત સુધી રહી નહિ. બેરૂ વચ્ચે જલદીથી અણબનાવ થયો તે છેવટ સુધી જેમનો તેમ રહ્યો, ઉપલા અર્લના મનમાં પોતાના નામનો અંગ્રેજી કોષનો જે પ્રકારનો સંબંધ હોવો જોઇએ તે તેના કરતાં ઘણીજ જૂદી જાતનો છે. તેનું કારણ એવું હતું કે અર્લ જન્મથી સરદાર મંડળીની મોટી મોટી લેડીના મેળામાં જતો હતો અને રીતરિવાજના ઉપર બારીક નજર રાખતો હતો, અને જૉન્સને બધા કરતા તદન હલકી પદવીના માણસોની સંગતમાં ગયાથી ઉપરની રીતરિવાજથી અજાણો હતો તથા સ્વભાવે કડક હો-

વાથી મોટા માણસોની આગળ જવામાં તે ઘણો ડરતો હતો. તેની પાસે જઇને અદબથી તથા છુપાઇને બોલવું વગેરે પ્રકાર તે જાણતો નહોતો. પછી આવા જંગલી માણસની જોડે મેળાપ થયાથી ઉપલા નાજુક શરીરમાં થડી આવે તેમાં નવાઈ શું? તેણે પહેલાં બે ત્રણવાર જૉન્સનની મુલાકાત કર્યા પછી દરવાનને કહ્યું કે એ મનુષ્ય આવે તો કહેવું કે હું બહાર ગયો છું. આવી રીતે બે ત્રણ-વાર જૉન્સન તેના ઘરમાં આવ્યો પણ બધી વખ-તે ચેસ્ટરફીલ્ડ બહાર ગયા છે એવું તેણે સાંભળ્યું. તેથી તેને નિશ્ચય કર્યો કે હવે તેના આંગણામાં પગ મૂકવો નહિ. આ બનાવને સાત આઠ વર્ષ થઇ ગયાં, તથા જૉન્સન ઉપર લખેલી વિપત્તિ અને દુઃખમાં શરૂ કરેલું મહત્કાર્ય પૂરૂં કર્યું ત્યારે ઉપરના લાર્ડને આશા ઉત્પન્ન થઈ કે આ તૈયાર થયલો કોપ પોતાને નજર થયાથી પોતાનું નામ તેના ઉપર આવે તેને માટે તે વખત નીકલતા વર્લ્ડ નામના પત્રમાં તેણે બે નિબંધો લખ્યા; અને તેમાં જૉન્સનની વિદ્વતાની ઘણીજ તારીફ કરીને થોડા દિવસમાં પ્રસિદ્ધ થનારા કામની ઘણીજ તા-રીફ કરી. ચેસ્ટરફીલ્ડને આ સર્વ કરવાની મતલબ

ઉઘાડીજ હતી કે, જૉન્‌સનના મનમાં પોતાના વિષે જો હમણા ક્રોધ હોયતો ઉપલા મધુર શબ્દથી કાઢી નાંખવો અને પહેલાંના સંકલ્પ પ્રમાણે થાય. પણ તે કેવી રીતે થાય? જૉન્‌સનને તેની મતલબ જણાઇ ત્યારે તેનો ગુસ્સો નરમ ન પડતાં ઉલટો વધારે પ્રજ્વલિત થયો. છોકરાંના હાથમાં ખાવ'નું આપીને જેવી રીતે તેને સમજાવવો તેવી ઉપરની ખુશામતનો પ્રકાર જોઇને પોતાની મશકરી કરી એવું તેને લાગ્યું, તેથી તરત તેણે એવો કડક પત્ર લખ્યો; તે વાંચીને લાર્ડના મનમાં ઘણું લાગ્યું હશે* તે એક પત્રના ઉપરથી જૉન્‌સનનો સ્વભાવ અને તેની લખવાથી શૈલી જેવી જણાય છે તેવી મોટા ગ્રન્થ ઉપરથી જણાશે નહિ.

---

* અહિં પોતાની આગળ જૉનસનના જેવાં કંગાલ માણસના ઉપર જે મોટી મહેર નજર કરી તેનો ઉલટો પ્રકાર એવો થયો તે નીચલા વાકય ઉપરથી જણાશે. એ ખબર જ્યારે તેના જાણવામાં આવી ત્યારે જૉનસને પોતાના મિત્ર મંડળને કહ્યું:—

I have sailed a long and painful voyage round the world of the English language; and does he now serd out true cockboats to remove into harbour!"

આવી રીતે આ કોષના અર્પણના સંબંધમાં આટલી ગરબડ થયા પછી અન્તે તેણે ઉપર લખેલી રીતનો અન્ત આણ્યો. જૉન્સને કોઇની પણ મદદ નહિ માગી અને કોઇનો પણ આશ્રય નહિ લીધો. એટલુંજ નહિ પણ ઘરમાં આવેલો આશ્રય પણ ઉપર લખેલી રીતે ધુડકાવીને કાઢી નાખ્યો, પોતાનો કોષ પૂરો થયો અને તેનો ઉપર કોઇ મોટા માણસનું નામ નહિ નાખતાં તેવીજ સ્થિતિમાં તે કેવળ પોતાના નામપર પ્રસિદ્ધ કર્યો. તે વેળાએ તેના મિત્રોએ ખટપટ કરીને ઑકસફોર્ડ યુનિવરસિટીની તરફથી એમ. એ. નો તેને કીતાબ અપાવ્યો. તેણે સંકટમાં આ કોષ તૈયાર કરીને પ્રકટ થવા પહેલા એલ. એલ. ડી નો કીતાબ યુનિવરસિટિએ પોતાની મેળે આગળથી મોકલ્યો હતો.

અહિં સુધી કોષનું વૃત્તાન્ત થયું. હવે ખુદ તેના વિષયમાં કંઈ જાણવા જેવી બાબત વાંચનારને આ-

---

ઉપર લખેલા પત્રમાં નીચે લખેલો જવાબ આપ્યો.

"Is not a patron, my lord, one who looks with unconcern on a man struggling for life in the water, and when he has reached ground, encumbers him with help."

પીએ છીએ. આ કોષ હમણા પ્રસિદ્ધ નથી એ ઘણું કરીને સર્વના જાણવામાં હશે. તેની સંક્ષિપ્ત આવૃત્તિ જૉન્સને જલદીથી કાઢી હતી, તે હમણા કેટલીક જગાએ જોવામાં આવે છે. તે વખતથી લઇને આજ સુધી અંગ્રેજી ભાષાનો વિસ્તાર અને ફેલાવો ઘણો થવાને લીધે અને તે વખતની માહીતી ન હોવાના ઘણાંક વિષયોપર હમણા ઉત્તમમાં ઉત્તમ ગ્રન્થો ત્યારથી ભાષામાં થવા લાગ્યાં, પછવાડેનો કોષ ધીરે ધીરે નકામો થતો આવ્યો. હમણાં આખી દુનિયામાં જેનો પ્રચાર છે એવો કોષ વેબસ્ટરનો છે. આ પછવાડેની ઈમારતનો મૂળ પાયો કહીએ તો ઉપરના પ્રચંડ ગ્રન્થોજ છે એ ખરૂં છે. મૂળમાં કંઇ પણ આધાર ન હોવા છતાં એકલાએ આટલી મહેનત અને જોખમદારીનો ઉદ્યોગ માથા ઉપર હોરી લઇને કોઇ પણ વિદ્વાને અથવા શ્રીમંતે જરા પણ મદદ ન આપતા બપોરના સંકટો તથા દુઃખ એ સર્વ સહન કરીને સાત આઠ વર્ષે પૂરો કર્યો એ ખરેખર ઘણો આશ્ચર્યનો વિષય છે. ફ્રેન્ચ ભાષાનો કોષ તૈયાર કરવામાં તે દેશના વિદ્વાનોએ પચાસ વર્ષ સુધી પરિશ્રમ કર્યો હતો એ મનમાં આવ્યાથી ઉપલા પંડિતનું સાહસ

અને બુદ્ધિવૈભવનું કોને આશ્ચર્ય ન લાગે ! કોષના જેવું પ્રચંડ કામ જૉન્સનના એકલાને હાથે પૂરૂં થયું એ એક મોટી વાત છે પણ જૉન્સનની મોટાઈ આટલાથીજ પૂરી થતી નથી. ભાષાનો કોષ કરવામાં તેના ઉચ્ચાર તથા લેખન શુદ્ધિ પછી તેની વ્યુત્પત્તિ આ બધા પ્રકટ થયા હતા, પછી દરેક શબ્દનો સઘળાને સમન્વય એવો બરાબર અર્થ, પછી મોટા મોટા પ્રસિદ્ધ પુસ્તકોમાંથી કાઢેલાં ઉદાહરણો એ સર્વ પ્રકાર આ કોષમાં કેટલાં છે તે જો જોવામાં આવે તો જણાશે કે માત્ર વ્યુત્પત્તિ શિવાય બાકીના બધા વિષય તેમાં જેવા જોઇએ તેવા છે. અંગ્રેજી ભાષા બીજી ઘણી ભાષાની મેળવણીથી બનેલી છે. તેના સર્વ શબ્દની વ્યુત્પત્તિ આપવી એ વ્યુત્પત્તિકારને ઘણીજ ભાષા જાણવી જોઇએ આટલું જૉન્સનમાં ઓછું હતું. તેને પરભાષામાંની લાટિન ભાષા ઘણી સારી આવડતી હતી, અને અંગ્રેજીની મૂળ ભાષા આગલી સાકસનું તેને વિશેષ જ્ઞાન નહોતું, તેથી કોષમાં તેનું ઓછાપણું તું પણ તે શિવાય બીજા વિષયોપર યથાસ્થિત ણુન કર્યું હતું. છેલ્લા બે વિષયમાં એટલે શબ્દની વ્યાખ્યા અને પ્રમાણભૂત ગ્રન્થમાંના ઉતારાઓથી

તે કોષને પહેલાંથીજ પ્રખ્યાતિ મળી હતી. જૉન્સનની બુદ્ધિ ઘણીજ સૂક્ષ્મ હોવાથી તેને મોટા કઠણ શબ્દની વ્યાખ્યા ઘણીજ સારી રીતે આપી છે, તેમજ તેને સ્વભાષાના ગ્રન્થોની માહીતી ઘણીજ સારી હોવાને લીધે તે વ્યાખ્યાનની નીચે જે અવતરણ આપ્યા છે તે પણ ઘણાજ સારા પસંદ કરેલા છે. તે એવા છે કે અમસ્તો કોઇ ગમતી માણસ જો તે ગ્રન્થનાં પાનાં ઉથલાવવાં બેસે તો સુભાષિતથી જેવું મનોરંજન થાય છે તેનું ઠેક ઠેકાણે ફક્ત ઉતારા વાંચ્યાથી તે થાય છે. આથી જાણે જૉન્સનની કીર્ત્તિ મંદિરનો મજબુત પાયો થયો હોયની.

---

## પ્રકરણ ૯ મું.

### જૉનસનના નિબંધો—રાંબસર અને એડલર.

પાછલા પ્રકરણમાં જૉન્સનનો પ્રચંડ ગ્રન્થ જે અંગ્રેજી ભાષાનો કોષ હતો તેની જોડે બીજા તેના જેવાં નાનાં બે પુસ્તકો રચ્યાં. તે રાંબસર અને એડલર છે. એ સ્પેકટેટરની પેઠે જૂદાં જૂદાં વિષય ઉપર લખેલાં નિબંધો છે. સ્પેકટટર બંધ થયા પછી

ત્રીસ ચાલીશ વર્ષ સુધી તેની ઢબ છબથી કેટલાંક પત્રો ચાલતાં હતાં. પણ તેની પ્રસિદ્ધિ તેટલો વખતજ રહીને પછી જલદીથી તેની પછવાડે બંધ થયાં. જૉન્સનના વખત સુધી તેનું અનુકરણ ઘણાક ગ્રન્થકારોએ કર્યું હતું, પણ તેની નિબંધમાળા ઉપરના પ્રમાણે હમણા જેટલી જોઇએ તેટલી પ્રસિદ્ધ નથી. તેમાં સર્વેથી પ્રસિદ્ધ એવા આ ત્રણજ *માત્ર છે.

રાંબસર અને એડલરના નિબંધો સ્પેક્ટટરના લગભગ અડધા છે. પણ તેના વિષય તો ઉપલા ગ્રન્થકારના જેટલાજ થાય. આડિસનનું પત્ર લોકોને રિજવવા માટે અને તેનો પ્રવેશ વિઘામાં સહજ ખુશીથી કરી આપવાને માટે થયો હતો; તેથી ચાલતા લૌકિક વિષય અને નાટકાદિ લોકરંજનના પ્રકાર આવા સામાન્ય વિષય ઉપર મુખ્ય કરીને તેનો આધાર હતો, અને તેના બીજા લખી

---

* આજ સુધી જે નિબંધકાર વિલાયતમાં થઇ ગયા છે તે સર્વેના ગ્રન્થનો સંગ્રહ બ્રિટિશ એસેઇસ્ટલ (બ્રિટિન દેશના નિબંધકારો) નામના પુસ્તકમાં આપ્યા છે તેના ૫૦ ભાગ છે.

મોકલનારાઓ આનાં ઉપર પચાસ વિષય મોકલતા હતા. પણ જૉન્સનના ઉપરના બે પુસ્તકમાં તદ્દન જુદી રીત જોવામાં આવે છે. તેણે પોતાના પત્રો ગમત રમત કરનાર પુરૂષોને તથા સ્ત્રીઓને ચહા પીવાની વેળાએ સહજ વાંચવા માટે કાઢ્યા નહોતા પણ તે વિષય હમેશાં વિદ્યાના સંબંધના અથવા ધર્મના સંબંધના હતા. તે શિવાય રાજ કુટમ્બમાં પુત્રનો જન્મ, વિવાહાદિ ઉત્સવ, પરરાષ્ટ્રની વચ્ચે થયલા કોલકરાર વગેરે વિષય ઉપર તે વિવેચન કરતો નહોતો. એથી તે બે પત્રો જેટલા જોઇએ તેટલા લોકોને પસંદ નહોતાં. તેની સરાસરી પાચસો છસો નકલો ખપતી હતી. દરેક નિબંધને માટે તેને પ્રકટ કરનારની પાસેથી ચાર ગીની મળતી હતી, એટલે મહીનાના આઠને માટે સુમારે ત્રણશો સાઢા ત્રણસો રૂપીઆનો મહીનો મળતો હતો. પછી એ બે નિબંધો એકઠાં કરીને છપાવ્યાથી તેનો ઘણો ખપ થતો હતો. તે જીવતો રહ્યો ત્યાંસુધી તેની દશ આવૃત્તિ નીકળી હતી.

આડિસન અને જૉન્સનના નિબંધોની સરખામણી કરવામાં આવે તો બેઉ વચ્ચે ઘણો તફાવત નજરે પડશે. એક તો વિષયના સંબંધમાં જે

કંઇ છે તે આગળ જણાવી ગયા છીએ. આડિસને સ્પેક્ટટરમાં જે આરંભ કર્યો હતો તેણે પોતાની વિદ્વત્વ કીર્ત્તિ અને પોતાની પ્રખ્યાતિ આ બે સારી સ્થાયીક થયા પછી કર્યો હતો; તેથી ઘણાના આશ્રયથી અને મદદથી તે પત્ર લાંબી મુદત સુધી સારીરીતે ચાલ્યું હતું. જૉન્સન પહેલેથીજ સ્વભાવનો નિસ્પૃહ અને કોઈની પરવા નહિ રાખનારો હતો તેથી બધા નિબંધો તેણે પોતે લખ્યા. પહેલાં ભાગમાં બીજાએ મોકલેલા દસ નિબંધો છે, અને બીજામાં બાર છે. બાકીના સઘળા ભાગમાં કોઇના પણ નથી. અને બીજી ઘણીક ઉપાધિ પછવાડે લાગી હતી તેથી તેણે પોતેજ બધા *લખેલા છે એ

* એવા નિબંધ રચવાને જૉનસનને કેટલી મહેનત કરવી પડતી હતી, તે નીચલી વાત ઉપરથી ધ્યાનમાં આવશે. તે એક વખત ઑાકસફોર્ડમાં ગયો હતો તેણે એક દિવસ પોતાના મિત્રને પૂછ્યું, ટપાલની ગાડી જવાને કેટલોજ વખત છે? તેણે કહ્યું, અડધો કલાક. એટલે તરત કાગળ શાહી અને પેન લઈ બેઠો. અને તેટલી વારમાં આગલા દિવસનો અંક તૈયાર કર્યો. છેવટના શબ્દ પૂરા થતાંજ ઘડી વાળીને તેના ઉપર ઠેકાણું લખ્યું એ જોઇને પાસે બેઠેલા મિત્રે કહ્યું, સબુર કરો,

કારણથી તેને સ્પેક્ટટરનાં પ્રમાણે તેમાં વૈચિત્ર્ય ઘ-ણું નથી. બીજો મોટો તફાવત ભાષાના સંબંધમાં છે તે સર્વના જાણવામાં છે. આડિસનની શબ્દ રચ-ના ઘણીજ સારી અને સુબોધ હોઇને વળી ડૌલ-દાર તથા ગહન છે, અને જૉન્સનની પછવાડે કહેલી બે ગુણમાં યુક્ત હોઇને પહેલી બેના ઉપર તેની ઘણી ખરી તે ખોટજ હતી. ઉપર લખેલો કોપ. તે વખતે ચાલતો હોવાથી શાસ્ત્રીય પરિભા-ષાના વગેરે મોટા મોટા શબ્દો તેણે તેમાં નાંખ્યા હતા અને તે કાળે કરીને તે ભાષામાં કાયમ થયા હતા. આડિસનના સ્પેક્ટટરે ઇંગ્લંડના લોકોને જેમ વાંચતા શીખાવ્યા છે તે પ્રમાણે જૉન્સનના ઉપલા બે નિબંધોએ તેઓને વિચાર કરતા શીખાડયા છે એ પ્રસિદ્ધ છે.

---

## પ્રકરણ ૧૦ મું.

### રસેલસ અને માતૃભક્તિ.

જૉન્સનનો ત્યાર પછીનો ગ્રન્થ તેની પ્રસિદ્ધ ન-

---

સબુર કરો મને એક વખત વાંચવા દો. જૉનસને કહ્યું, “અરે મેં તે વળી પાછો ક્યાં વાંચી જોયો છે!” એવું કહીને ગાડીમાં પત્ર નાખી આવ્યો.

વલ કથા રાસેલસ છે, એના વિષય વાંચનારને વિ-
શેષ માહીતી આપવાની ગરજ નથી. તેનું ભાષા-
ન્તર ગુજરાતીમાં થયું છે તેથી તેનું સ્વરૂપ ધણા-
કોના જાણવામાં હશે, તથાપિ આ ચરિત્રના પૂર્ણ-
તાને માટે અને બીજા વાંચનારાઓને જાણુને માટે
આ જગત્ પ્રખ્યાત્ ગ્રન્થ વિષય પૂર્વક્રમને અનુ-
સરીને કંઈ લખીએ. છીએ. આ વાર્તાના મૂળની
કલ્પના પહેલાં લખેલી અબિસિનિયા દેશની મુસા-
ફરીથી જૉન્‌સનને સૂજી હશે તે ખુલ્લુ છે. તે ગ્ર-
ન્થમાં તે દેશનાં સૃષ્ટિ વૈભવના વિષય તેણે વાચ્યું
હતું, અને તેનું ભાષાન્તર કરતી વેળાએ તેના હાથ
નીચેથી પસાર થયું હતું. તેથી પોતાની વાર્તાનું
સ્થલ તેને તે યોજ્યું હતું. એ શિવાય બાકીની બધી
યોજના તેણે પોતાના દેશની રીતિ પ્રમાણે કરી
હતી. હવે એ કાદંબરીની આટલી યોગ્યતા શેના
ઉપરથી થએલી છે તે જોઈએ તો સંવિધાનક અ-
થવા રસ પરિપાકથી છે એમ પણ નથી. સંવિધા-
નક એટલે પ્લાટ તદ્દન નાનો અને સાદો હોઇને
આ નવલ કથામાં કોઈ પણ રસ પૂર્ણપણાથી અ-
થવા અંશથી સાધ્યો છે એમ પણ નથી. તેનો બ-
હાર અન્દરના વિષયનો છે. એક તો બહારની ભા-

ષાની સુન્દરતા, એટલે તે ગ્રન્થકારની પદ્ધતિ પ્રમાણે જરા કઠણ છે પણ હાથીની ગતિ પ્રમાણે તેમાં ભાર તથા ડોલના ગુણ પણ છે. પરન્તુ રાસેલસમાં મુખ્ય મોહક ગુણ વર્ણન કરવાની શૈલી અને આયુષ્યની જૂદી જૂદી સ્થિતિનું યથાર્થ તથા ચિત્તવેધક વિવેચન કર્યું છે તે છે. આ એક ગુણથી રાસેલસની પ્રખ્યાતિ તે પ્રકટ થતાંજ ચારે બાજુએ એટલી પસરી હતી કે જે પુસ્તક પ્રકટ કરનારે તે વેચાતું લીધું હતું તેના વેચાણથી ઘણો નફો થયો હતો, અને જૉન્‌સનની હયાતીમાંજ તેના ભાષાન્તર યૂરોપની સઘળી ભાષામાં થયા હતા.

ઉપલી વાર્તા લખવાનો પ્રસંગ અતિ આશ્ચર્યકારક છે. જૉન્‌સનની મા મરી ગઈ અને તેને માટે ખર્ચ કરવાને તેણે આ કામ કર્યું. આગળ લખ્યા પ્રમાણે જૉન્‌સન ઘરબાર છોડીને લંડનમાં પોતાનું નસીબ અજમાવવાને આવ્યો હતો ત્યારથી તે પોતાની માને ઘણું કરીને મળવા ગયો નહોતો. લંડનમાં તેને પોતાનો ગુજારો કરવામાં મોટી પંચાતી પડતી હતી. તેથી તેને જવાનો લાગ મળતો નહોતો તે ઉઘાડુંજ છે. તોપણ વખતો વખત પોતે અડચણ સહન કરીને તે તેને પૈસા મોકલતો હતો. આખરે

તે ૯૧ વર્ષની ઉમ્મરે મરણ પામી. પોતાનો પુત્ર ધર્મ જણાવવા માટે ઉપલા ગ્રન્થની કીંમત સો પાઉન્ડ મળ્યાં તેટલાં લઇને તે પોતાના ગામમાં ગયો. અને તેની ઉત્તરક્રિયા કરવામાં તથા કર્જ ફેડવામાં ઉપલી રકમ તેને ખર્ચી. રાસલેસના જેવો ગ્રન્થ યોજનામાં તથા લખવામાં જૉન્સનને એક અઠવાડિયાના સાંજની વેળાનો વખત એટલે લગભગ વીસ પચીસ કલાક બસ થયા હતા!!



## પ્રકરણ ૧૧ મું.

### વર્ષાસન.

આગલા પ્રકરણોમાં જૉન્સનને સ્વજીવનને માટે જે સતત પરિશ્રમ કરવો પડતો હતો તથા સર્વદા વિપત્તિમાં રહેવું પડતું હતું તે સ્થિતિ પૂરી થવાનો હવે સમય નજીક આવ્યો. ઈ. સ. ૧૭૬૦માં બીજો જાર્જ રાજા મરી ગયા પછી ત્રીજો જાર્જ તેની ગાદી ઉપર બેઠો. તે ઇંગ્લાંડમાં જન્મ્યાથી અને અંગ્રેજી રીત રિવાજમાં વધ્યાથી તેના કુટુમ્બ વિષે ઘણા લોકોના મનમાં જે ગ્રહ હતો તે ઘણોજ દૂર થયો હતો. અને તે પોતે ઘણોજ બુદ્ધિમાન હોવા-

થી પહેલાં વહેલાં તે બધી પ્રજાને ઘણોજ પ્રિય થઈ પડ્યો હતો. જૉન્સનના મનની પણ તેવીજ સ્થિતિ થઈ હતી. તે પહેલાંના રાજાને સર્વના દેખતાં ઘણી ગાળો દેતો હતો; પણ ઉપલા રાજાના હાથમાં રાજ્યસત્તા આવ્યા પછી તેની વૃત્તિ રાષ્ટ્ર પ્રમાણે ફરી હતી. એવા અરસામાં રાજાના પ્રધાને પેનસન (વર્ષાસન) કરી આપવાને યોજ્યું. રાજાએ પણ તેની કીર્ત્તિ ઘણા દિવસથી સાંભળી હતી. તેથી ઉપલા સંકલ્પમાં તેને અનુમોદન આપ્યું. પણ પેનશનની વાત તેની આગળ કાઢ્યાથી તેને પસંદ પડશે કે નહિ. તેનો તેને પહેલાંથી વિચાર હતો. જૉન્સનની વૃત્તિ આગળ કહેલી છે, તે ઘણોજ નિસ્પૃહી હતો અને તેથી કોઈ પણ ગમે એટલો મોટો હોવા છતાં તેની પરવા તે જરા પણ રાખતો નહોતો. તેના શિવાય ચેસ્ટરફીલ્ડનું આગળ કહેલું વૃત્તાન્ત થયા પછી તેનો સ્વભાવ સર્વના જાણવામાં આવ્યો હતો; તથા તેને પણ મોટા માણસોના આશ્રયનો પૂરેપૂરો ત્રાસ થઇ ગયો *હતો. એથી ઉપલી મ-

---

* રાંબસર ચાલતું હતું તે વેળાએ રાજાનો મોટો કુંવર ફ્રેડરિક જે પછી જલદીથી મરણ પામ્યો. તેની તરફથી સાત નકલ લેવાનો ઠરાવ થયો તે વિચાર જૉન-

તલબ કેવી રીતે સિદ્ધ થશે તે ઉપર પ્રધાન વિ-ચાર કરવા લાગ્યો. છેવટે તેના મિત્રોનો પત્તો મેળવી તેની જોડે મસલત કરીને હળવે હળવે તેને પોતાના મનનો ભાવ જણાવ્યો. જૉન્સનને આ વાતથી પહેલાં મોટો વિચાર ઉત્પન્ન થયો, કારણકે તાબેદારીને તે ઘણોજ ધિકારતો હતો, અને તે શિ-વાય તેણે પોતાના કોષમાં પેનશનર તથા પેનશનરના આ શબ્દની વ્યાખ્યા આપી હતી તેને અનુસરીને કહેવામાં આવે તો ઇનામ તેમે આપવું કે નહિ તેનો સહેલાઇથી નિકાલ *થાય છે. પણ રાજાની

---

સનની આગળ જણાવ્યો હતો. પણ તે વખત તે એટ-લો બે ફિકરો થયો હતો કે આટલા આશ્રયને પણ તેણે આદર કર્યો નહિ. તેથી તે અહિંથી ખુટચા એ ઉ-ઘાડુંજ છે.

* Pension—Pay given to a state hire-ling for treason to his country.

(પેનશન—ફીતુર રહીને દેશને પાયમાલ કરવા માટે સરકારનો કેદી ગુલામને જે પગાર આપે છે તે.

Pensioner—a stare of state hired by a stipend to obey his master.

(પેનશના—મોઢા ઉપર રોટલીનો કડકો નાખીને સરકારે વશ કરી લીધેલો બંદી નોકર.)

તરફથી આવેલા માણસે તેને કહ્યું કે આ વર્ષાસન તમને રાજા જે આપે છે તે સરકારનું તમે કંઈ કામ બજાવવાના ઉદ્દેશથી આપે છે એમ નથી પણ ફક્ત તમે મોટા મોટા ગ્રન્થો રચીને લોકહિત કર્યું છે તેને માટે તમને આ બક્ષીશ છે. એ સમજ્યા પછી જૉન્સને તેમાં હા પાડી અને હયાતી સુધી દરવર્ષે ત્રણશો પાઉન્ડની રકમ તેના ઘરમાં આવવા લાગી.

---

## પ્રકરણ ૧૨ મું.

### જૉન્સનનો ઉત્તરકાલ—ક્લબની સ્થાપના.

ગયા પ્રકરણમાં જૉન્સનને રાજાશ્રય કેવી રીતે મળ્યો તે કહી ગયા છીએ. આ બનાવ બન્યા પછી જૉન્સનનો અહિંથી ક્રમ તદન ફેરવાઇ ગયો. સવારે ઉંઘમાંથી ઉઠ્યા પછી આજે ખાવાની શી તજવીજ કરવી જોઇએ એ વિચાર હમેશાં તેની સામે આવતા હતા તે હવે દૂર થયા. તેના મનને પસંદ પડે તેમ ચાલવાની હવે તેને મુખતીઆરી મળી. આની પહેલાં તેની સ્ત્રી અને માનો ખર્ચ ચલાવવો પડતો હતો; પણ હમણા હવે તે એકલો

પડ્યાથી તેને કોઇ જાતનું બંધન રહ્યું નહિ. આ વખતે તેની વિદ્વત્ત કીર્તિ પણ કાયમ થવા જેવી થઇને તે વખતના પંડિત મંડળમાં તે સર્વાનુમતે અગ્રગણ્ય ઠર્યો હતો, અને ત્યારથી વીસ વર્ષ પછીમાં મોટા મોટા વિદ્વાનો તથા નામાંકિત ગ્રન્થકારો પણ તેની જોડે સ્પર્ધા કરવાનું મૂકી દઇને તેના ભાષણો શિષ્ય વર્ગની પેઠે ભક્તિ પૂર્વક સાંભળવા લાગ્યા. આ તીસ વર્ષ જૉન્સનના એકલાના સંબંધથીજ નહિ પણ આખા ઇંગ્લંડ દેશના સંબંધમાં વધારે ધ્યાન આપવા જેવાં થયાં છે. તેમાં રાજકીય મોટી મોટી ઉથલપાથલ થઇને એક જબરસ્ત રાજ્ય ક્રાન્તિ થઈ હતી, અને જૉન્સનની ખ્યાતિ શિખર ઉપર જઈ પહોંચી હતી અને તેનાં કેટલાંક અત્યન્ત કામનાં ગ્રન્થો પ્રસિદ્ધ થયાં.

જૉન્સનના પાછળ કહેલા ક્રમમાં અને હવે પછી જે કહેવાનો બીજો એક મોટો વિષય એ છે કે આ પછીનો કાલ ઘણું કરીને પાંડિત્ય કરવામાં ગયો હતો. અત્યાર સુધી તેને ગ્રન્થ રચવાનું કામ અગત્યનું હતું કેમકે તે શિવાય અપવાસથી મરવાનો વખત આવત, તેવું હમણા ન હોવાથી તથા વાદપ્રતિવાદની તેની કુદરતી ઘણી હોસ હોવાથી તે તેણે

વીસ વર્ષ સુધી પોતાની મરજી પ્રમાણે પૂરી કરી લીધી. તેના નામ ઉપર સુમારે સાઠ સીતેર વર્ષ સુધી ચાલેલી કલબ તે તેને તે વેળાએ સ્થાપી. તેમાં તે વખતના મોટા મોટા નામાંકિત પુરૂષો હતા; જેવાકે બર્ક, ગિબન, ગ્યારિક, ગોડસ્મિથ, રેનૉલ્ડસ, પ્રખ્યાતવક્તા ફૅાક્સ, પ્રસિદ્ધ ભાષાજ્ઞ સર વિલિયમ જૉન્સ ઈત્યાદિ હતા. એ મંડલી દર અઠવાડિયે એક વખતે મળતી હતી. તે વખત ખાવાની તૈયારી કરવામાં આવતી હતી. ખાવું અને સંભાષણ આ બે બરાબર ચાલતું હતું. ઉપરના જેવી મંડળી એકત્ર થયાથી કેવા ભાષણો થતા હશે એવી વાંચનારને કદાપિ કલ્પના થશે.—પણ આ પંડિત મંડળીમાં જૂદા જૂદા વિષય નીકળતા હતા; તે ઘણું કરીને ઍંગ્રેજી ભાષાના નવા જૂના ગ્રન્થકારોનાં નીકલતાં હતાં. એક વખત નવો ગ્રન્થ પ્રકટ થયાથી તેના ઉપર સભામાં જરૂર ચર્ચા થતી હતી; અને તેમાં તેના ગુણ અવગુણનો નિર્ણય તે વેળાએ થઇને આખા લંડનમાં તરત પસરી જતો હતો. તેથી નવા ગ્રન્થની બધી નકલો એકદમ ખપી જતી અથવા પડીકા બાંધવામાં જવાને વાર લાગતી નહોતી. એ

ક્લબનો અધ્યક્ષ જૉન્સન હતો. તેથી તે ક્લબની ઘણી ઉન્નતિ થઈ હતી.

---

## પ્રકરણ ૧૩ મું.

### સ્કૉટલંડમાં મુસાફરી.

જૉન્સન બૉસવેલની જોડે મુસાફરીએ નીકળ્યો. બૉસવેલના મનમાં ઘણા દિવસથી હતું કે જૉન્સનને પોતાના દેશમાં લઇ જવો; તથા જૉન્સને પણ નાનપણામાં હિબ્રેડીજ બેટના વિષે વર્ણન વાંચ્યું હતું તેથી ત્યાંની લોક સ્થિતિ જોવાની તેને ઘણી ઇચ્છા હતી. પણ તેની પ્રકૃતિ પહેલેથીજ સુસ્ત હોવાથી તથા લાંબી મુદતે તેને વિસામો મળ્યાથી તે સુખમાં હોવાથી અને તે શિવાય જુવાની ગઇ હતી અને હમણા વૃદ્ધાવસ્થા આવી પહોંચ્યાથી તેનો સંકલ્પ કંઈ પણ જવાનો નહોતો. પણ બૉસવેલનો ઘણો આગ્રહ હોવાથી આખરે સ્કૉટલંડની કઠણ મુસાફરી કરવાને તે તૈયાર થયો. ઉપર લખેલો બેટ સ્કૉટલંડના પશ્ચિમ કિનારા ઉપર છે. તે તદન એક બાજુએ હોવા છતાં ઘણો ઉજડ અને વગર પાકનો હોવાથી ત્યાં માણસો હજી સુધી તદન

જંગલી સ્થિતિમાં છે. ગયા શૈકામાં તો તેની સ્થિતિ આજના કરતાં પણ ઘણીજ ખરાબ હતી, અને મુસાફરી કરવાનો સારો બંદોબસ્ત નહોતો. રસ્તામાં લુટારાઓ પૈસા લુટી લે, અને માણસોને મારી નાખતા હતા. પૈસા ખરચવા છતાં પણ વહાન મળતાં નહોતાં. આવી સ્થિતિમાં ગુરૂ શિષ્ય જવા નીકલ્યા. તે વખતે શિયાળાનો આરંભ હતો તેથી જંગલી મુલુકમાં સમુદ્ર ઉપરની મુસાફરીમાં ઘણીજ મુસ્કેલ પડી. આટલી બધી વિપત્તિ છતાં પણ જૉન્સન તેને ન ગણકારતાં હિબ્રૈડીજ બેટની લોકસ્થિતિ જોવાની જે ઉત્સુકતા હતી તે તેને તૃપ્ત કરી લીધી. બે હડી મહીના જંગલમાં ફરવામાં તથા ઠેકાણે ઠેકાણે દેખાવો અને સ્થિતિ રીતિ જોવામાં તેણે કાળ ગાલ્યો, અંતે એડિનબરોમાં બૉસવેલના ઘરનો પરોણો થઇને તે દેશના ઘણાક વિદ્વાનોનો સમાગમ અનુભવીને જૉન્સન પોતાના દેશમાં પાછો ફર્યો.

ત્યાર પછી તરત પોતાની મુસાફરીની હકીકત લખીને પ્રસિદ્ધ કરી. તેમાં તેણે તે દેશ સંબંધી કંઇક નવા શોધો પ્રસિદ્ધ કર્યા છે એવું નથી; પણ ઠેકાણે ઠેકાણે જે જે તેના જોવામાં આવ્યું હતું અને જે જે વિશેષ લક્ષમાં રાખવા જેવું તેને મા-

લમ પડ્યું તે તે તેણે સમર્પક તથા ચિત્તવેધક રીતિથી વાંચનારાઓને જણાવ્યું છે. એ પુસ્તકની હજી સુધી ઘણીજ પ્રખ્યાતિ છે; અને તે વેળાએ કેટલાક દિવસ સુધી વિદ્વાન લોકોના સંભાષણમાં તે વિષય થઈ પડેલો હતો. સ્કૉટલંડના કેટલાંક દુરાગ્રહી અને અજ્ઞાન લોકોને તદન ના પસંદ થયાથી તેઓએ કેટલાંક કાલ સુધી જૉન્સનને ગાલોનો વર્ષાદ ચલાવ્યો હતો; તેનું એક મોટું કારણ એવું થયું હતું કે, એ ગ્રન્થમાં વર્ણન કર્તાએ સ્કૉટલંડની વનશ્રીનું વર્ણન કરતાં પોતાની નજરમાં તે દેશનો જે ઉજડ ભાગ આવ્યો, હતો તેનું વર્ણન બધા માણસોને ખુલ્લી રીતે જાહેર કરી નાખ્યું હતું.

---

## પ્રકરણ ૧૪ મું.

### શેકસપિયરની આવૃતિ—રાજ્ય પ્રકરણી લેખ.

જૉન્સને ત્યારપછી શેકસપિયરની નવી આવૃતિ કાઢી. શેકસપિયરનો વૃત્તાન્ત મેળવવા માટે અને તેના નાટકોમાં જે હજારો દુર્બોધ સ્થલો છે તે સુબોધ કરવા માટે આજ સુધી મોટા મોટા વિદ્વાનોએ ઘણો ઉદ્યોગ કર્યો છે; પણ તેમાં કહેવા જેવો

૯૭ સુધી કંઇ યશ મળ્યો નથી. જૉનસનનો પશ્રિય એ સર્વમાં આખરનો હતો. તેણે તે વખતની પહેલાં દશ વર્ષ ઉપર કવિના પ્રીત્યથી ઉદ્યોગ કરવાને સઘળાની આગળ જાહેર કર્યું હતું, અને તે પ્રમાણે ઘણાંક લોકો પહેલાંથી ગ્રહાકો થયા હતા. પણ વચ્ચમાં વર્ષાસનનો પ્રકાર બની આવ્યાથી જૉનસને ઉપલું કામ મુદત ઉપર નાંખી મૂક્યું હતું, તે વર્ષો વર્ષ લંબાવતો ચાલ્યો. તેના મિત્રો તેને વારંવાર તે પૂરૂ કરી નાખવાની સૂચના કરતા હતા. અને પોતાનું આળસ કાઢી નાંખવાનો વખતો વખત મનોનિગ્રહ પણ કરતો હતો પણ કંઈ વળતું નહોતું. છેવટે તે વેળાના એક કવિએ તેને મોટો ઠપકો આપ્યો, ત્યારે જૉનસન સારી પેઠે જાગતો થઇને આળસ્ય નિદ્રા કાઢી નાખી. આ કવિ ચર્ચિલ નામનો * હતો. આટલામાં એટલું કામ કર્યું કે નવ

---

* ચર્ચિલ દૂષણો ઉપર કાવ્ય રચવામાં મોટો હોશિયાર હતો. જૉનસનને જે ઠપકો આપ્યો હતો તે આ--

He for subscribers baits his book,

And takes your cash; but where's the book?
Nor matter where ; wise fear, you know,
Forbids the robbing of foes ;

But what ? is ! serve our private ends,
Forbids the cheating of our friends !

વર્ષેથી જે કામ એવુંને એવું પડેલું હતું તે તરત એક વર્ષમાં પૂરૂં કર્યું. આ ગ્રન્થ વિષે વધારે કહેવા જેવું કંઈ નથી. પહેલાંની ટીકા ઉપર કેટલીક જગાએ વધારે નોટ છે, અને કહેવા જેવી એક ઘણીજ મોટી પ્રસ્તાવના છે. તેમાં શેકસપિયરના ઉપર કેટલાક વિદ્વાનો જે આક્ષેપ મૂકે છે તેનું યુક્તિથી ખંડન કરીને તેના ગુણનો યથાર્થ પરિચય આપવા જેવું વર્ણન કર્યું છે.

આગળ એક ઠેકાણે લખી ગયા છીએ કે, તે વેળાએ ઇંગ્લંડમાં રાજકીય સંબંધમાં મોટી ગરબડ મચી રહી હતી, અને તેથી એક મોટી રાજ્યક્રાન્તિ પણ થઇ હતી. તે રાજ્યક્રાન્તિ તો જગત્ પ્રસિદ્ધજ છે. એનો શતસાંવત્સરિક મહોત્સવ ગયા શાલમાં અમેરિકામાં થયો. તે પૂર્ણ થઇને ઇંગ્લંડના બીજા મહાદ્વીપમાં પોતાની વસાયત ઉપર કબજો જ્યારે છોડી દેવો પડ્યો અને પહેલાં કેવળ અન્યાયથી કરેલી લઢાઇનું છેવટ જ્યારે ઘણુંજ અપયશનું થયું, ત્યારે બધા માણસોના મન ઘણાંજ સ્તબ્ધ થઇ ગયાં. એવા પ્રસંગમાં કેટલાંક દેશહિતેચ્છુ કહેનારા પુરૂષો લોકોને ઉત્તેજન કરવા માટે આગળ પડ્યા, અને તેઓએ એવી ગડબડ મચાવી દીધી કે રાજ્ય-

રૂપી વહાણુ મોટા તુફાનમાં આવીને કોઇ ખડક ઉપર જઇને અથડાશે અથવા તેનું શું થશે તેનો કોઇને પણ નિશ્ચય થઈ શકતો નહોતો. એવા પ્રસંગે રાજાના પ્રધાને જૉન્સનની મદદ લઇને લોકપક્ષની જોડે ટક્કર મારવાનો વિચાર કર્યો. જૉન્સનના વિચારો નાનપણથી રાજપક્ષની તરફ હતા અને તેના પછી કેટલાંક વર્ષ થયાં રાજ્યમાંથી પગાર મેળવીને આ કામમાં હતો; તેથી આ કામ તેને મોટી ખુશીથી કરવાને હા પાડ્યું. અમેરિકાના બળવાખોરોએ પોતાની રાજનિષ્ટા દૂર કરીને પોતાની સ્વતંત્રતાનું જાહેરનામું જ્યારે દુનિયાની આગળ વાંચી સંભળાવ્યું, અને રાજાની પ્રજાની સાથે શું કર્ત્તવ્ય કર્મ છે, તે તેઓએ સ્પષ્ટ રીતે કહી દેખાડયું, ત્યારે જૉન્સને પોતાના રાજ્યનો પક્ષ લઇને ઉપલા જાહેરનામાના જવાબમાં એક પત્ર પ્રસિદ્ધ કર્યો. તે પ્રમાણે તે વેળાએ "જુનિયલ" ની શહીનો પત્ર લખનારો કોઇ નવો થયો હતો; તેના ખંડનને માટે જૉન્સને કેટલોક વખત સુધી હાથમાં કલમ પકડી હતી. આના શિવાય બીજાં કેટલાંક લખાણો આવા પ્રકરણમાં તેણે પ્રસંગાનુસારે લખ્યાં હતાં. પણ આ પ્રખ્યાત પંડિતે રાજ્યવિષય ઉપર કદી પણ

વિચારો કર્યો નહોતા; અને તેના ઉપર તેનું ધ્યાન નહોતું તેથી તે લખાણો સરાસરી વિચારના છે તેમાં યુક્તિના કરતા ભાષા સૌન્દર્ય અને આવેશ આ ગુણજ વધારે દીઠામાં આવે છે.

---

## પ્રકરણ ૧૫ મું.

### કવિચરિત્ર.

જૉન્સનનો સર્વથી છેલ્લો અને સર્વથી ઉત્તમ ગ્રન્થ કવિચરિત્રનો છે. સને ૧૭૭૭ માં લંડનના ચાલીસ મોટા મોટા પુસ્તકો પ્રકટ કરનારાઓ એક જગાએ એકઠાં થઇને વિચાર કર્યો કે આજ સુધી નામાંકિત જેટલા અંગ્રેજી કવિઓ થઇ ગયા છે; તેના કાવ્યની એક નવી આવૃત્તિ કાઢવી. આ પોતાનો વિચાર તેઓએ જૉન્સનને જણાવ્યો અને તેની જોડે એવો ઠરાવ કર્યો કે દરેક કવિની પ્રસ્તાવના તરીકે એનું ટુકુ ચરિત્ર તેને લખી આપવું, સંકલ્પ મૂળનો આટલોજ હતો કે, પ્રત્યેક કવિનો વૃત્તાન્ત પહેલાં ટુકામાં આપ્યા પછી તેના પ્રસિદ્ધ પ્રસિદ્ધ ગ્રન્થો ઉપર થોડી ઘણી ટીકા આપવી. આ કામ કરવાને માટે જૉન્સનને દોડશો પાઉન્ડ આ-

પવાની તેઓએ કબૂલાત કરી. આ પ્રમાણે બેઉ પક્ષ સંમત થયા પછી જૉન્સનને પોતાના કામમાં હાથ નાખ્યો. આ વખતે તેની ઉમ્મર સુમારે ૭૦ વર્ષની હતી. આટલી વૃદ્ધાવસ્થામાં હોવા છતાં તેની શરીર પ્રકૃતિ એટલી દૃઢ હતી અને મનની સર્વ શક્તિ એટલી તીક્ષ્ણ હતી કે જુવાનીમાં લખેલા ગ્રન્થોમાં અને છેવટના પુસ્તકમાં કંઇ પણ અન્તર જોવામાં આવતું નથી, વૃદ્ધાવસ્થામાં ઘણાકોને કોઇ જાતનું કામ કરવાનું બનતું નથી, સ્મરણ શક્તિનો તો લોપ થઇને બુદ્ધિ પણ સારી ચાલતી નથી; અને જીવ દુઃખથી અને કાળજીથી થાકી ગયાથી ચિત્ત ઉલ્હાસવાળું ન રહેતા ઉદાસપણાને પ્રાપ્ત થયલું હોય છે. પણ જૉન્સનમાં આ વિકારમાંનો એક પણ વિકાર નહોતો. ગ્રન્થ રચવામાં તેની જે પહેલાંની ત્વરા હતી, તેવીજ ત્વરાથી આ ગ્રન્થ લખ્યો હતો. તથા તેની સ્મૃતિ એવી તો હતી કે ઠેકાણે ઠેકાણે ઉતારા કરવામાં તેણે પુસ્તકો પણ ન જોતાં કેવળ યાદદાસ્તથી લખ્યાં હતા. બીજાને તેવો ગ્રન્થ લખવો પડે તો પહેલાંથી ઘણી તૈયારી કર્યા પછી પુસ્તકો જોવાને માટે સર્વદા પોતાની પાસે રાખવા પડે છે. પણ જૉન્સનને તેની કંઇપણ

ગરજ પડી નહોતી. કોષ રચવાના જેવા પ્રચંડ ઉદ્યોગ જેમ તેને એકલાએ પૂરો કર્યો હતો, તે પ્રમાણે અથવા તેથી પણ સહેલાઇથી અંગ્રેજી કવિના જીવન વૃત્તાન્ત અને તેના કાવ્યનું વિવેચન પણ કરી નાખ્યું. આ વિષય તેનો દરરોજનો પરિપાઠનો તથા અત્યંત વહાલો હોવાથી ફક્ત શબ્દ રચનામાંજ જે કંઇ વખત લાગ્યો હશે તેજ લાગ્યો છે; બાકી વિવેચન કરવાની પદ્ધતિ તેની આગળ પહેલથીજ સિદ્ધ થયલીજ હતી. આવી રીતે કવિઓનું ચરિત્ર વર્ણન સુમારે ત્રણ ચાર વર્ષમાં પૂરૂં કરી એમાં મૂળના સંકલ્પના કરતાં વિષય ઘણો વધ્યાથી જૉન્સનને મૂળની રકમના કરતાં વધારે પૈસા પુસ્તક પ્રકટ કરનારાઓએ પોતાની મેળે મોકલી દીધા.

કવિચરિત્રનો ગ્રન્થ જૉન્સનના બધા ગ્રન્થોનો શિરો ભાગ તરીકે કહ્યો છે, તેની ભાષા પદ્ધતિ તેના બીજા ગ્રન્થોથી સહેલી અને સરળ છે. તેનું કારણ એ હતુ કે પહેલાંની વીસ વર્ષથી તેના હાથની કલમ છુટીને ઘણું કરીને સંભાષણ કરવામાં લાગ્યો હતો આ છે. આ વીસ વર્ષમાં ઈંગ્લંડમાં આખી વિદ્વાન્મંડળીમાં તેનું પ્રમુખત્વ થયું હતું; અને તેઓના કાવ્યાદિ ગ્રન્થ ઉપર તેના જે મતો હતાં તે ઘણા

ખરાએ ઉચક્યા હતા. તે પોતે કવિ હતો અને પચાસ સાઠ વર્ષની તેને પોતાને સારી રીતે માહેતી હતી, તેથી કવિતા વિષયપર યથાસ્થિત વિવરણ કરવામાં તેની એટલી યોગ્યતા તે વેળાએ તેના કરતા કોઇમાં પણ નહોતી. પોપ, સ્વિફ્ટ વગેરે કવિના વારામાં તે હોવાથી અને તેના પછીના કવિ વિષયમાં લોક પ્રવાદ તેને સાંભળવાનો પ્રસંગ આવ્યાથી ભૂતકાળની સ્થિતિ તેને પક્કી માલમ હતી. તેના શિવાય કાવ્ય અને ચરિત્ર રચના એ તેને પસંદના વિષયો હતાં, તેના ઉપર તેણે ઘણો વિચાર કર્યો હતો. આ સર્વે કારણથી કવિચરિત્ર ઘણુંજ સારૂ થયું. અને તેથી તેની પ્રખ્યાતિ હજી ચાલે છે ડાયડેન પોપ વગેરે કવિના ગુણદોષના વિવેચનમાં અને તેના વૃત્તાન્ત કથન વગેરે પ્રકારમાં જેવું લખાણ છે તેવું બીજે કંઇપણ મળતું નથી. કોઈ કોઇ જગાએ રાજ્ય પ્રકરણી મત ભેદથી ટીકાકારની કલમ ઘણીજ કડક થઇ છે, અને સ્થળ વિશેષમાં તેની બુદ્ધિની અસ્થિરતાથી તેનો રસાનુભવ યથાસ્થિત ન થયાથી તેનો અભિપ્રાય માર્મિક રસજ્ઞનો અત્યન્ત અસંમત થવા જેવો થાય છે. પણ આવો પ્ર-

કાર ઘણોજ થોડો છે અને બધી રીતે સામાન્ય વાંચનાર તથા રસિકોને અત્યન્ત પ્રિય તથા માન્ય થવા *જેવો છે.

---

## પ્રકરણ ૧૬ મું.

### આખરની હકીકત.

કવિ ચરિત્રનો ગ્રન્થ ઈ. સ. ૧૭૮૧ માં પૂરો કર્યા પછી જૉનસનનો વૃતાન્ત ઘણોખરો દુઃખદાયક છે. તેના આયુષ્યનાં જે ત્રણ ચાર વર્ષ બાકી હતા તે ઇસ્ટમિત્રનો વિયોગ, દુઃખ તથા વૃદ્ધાવસ્થાનો કલેશ સહન કરવામાં ગયા, તેના મિત્રમંડળમાં ગોલ્ડસ્મિથ,

---

* કવિચરિત્રની યોગ્યતા નીચલા વાકયથી જણાશે.

The lives of the poets are, on the whole, the best of Johnson's works. The narratives are entertaining as any novel. The remarks on life and on human nature are eminently shrewd and profound. The critisms are often excellent, and, even when grossly and provokingly unjust, well deserve to be studied.

*Macaulay.*

ગ્યારિક અને બીજા કેટલાક તે અરસામાં મરણ પામ્યા. તથા પોતાના ઘરમાં કેટલાક નિરાશ્રિત સ્નેહમંડળને કેટલાક વર્ષ સુધી જગા આપી રક્ષા કરી હતી તેમાંથી કેટલાંક મરણ પામીને તેનું ઘર માણસ વિનાનું થઇ પડચું હતું. થ્રેલ નામનો એક શ્રીમાન અને સંભાવિત ગૃહસ્થે જૉન્સનને પંદર વર્ષ સુધી પોતાના ઘરમાં રાખ્યો હતો તથા તેની અને તેની સ્ત્રીની પોતાના ઉપર ઘણીજ ભક્તિ જોઇને જૉન્સન પહેલી પંક્તિનો નિઃસ્પૃહ તથા કોઇની પરવા ન રાખનારો હોવાથી તેના ઘરનો હમેશનો પરોણો થઇને આટલા દિવસ સુધી રહ્યો હતો, તે પણ આ વખતે મરણ પામ્યો. જૉન્સન પોતાના વૃદ્ધાસ્થાના આટલા વર્ષ સુધી આ ઠેકાણે સુખમાં ગાળ્યાં હતાં, તે તેને જલદીથી દૂર થયાં. ઘર ધણીનો દાબ ગયાથી તેની ઘરવાળી જ્યારે સ્વતંત્ર થઇ પડી, ત્યારે જૉન્સનને વર ઉપરનો પ્રેમ લયને પ્રાપ્ત થયલો જોયો; અને તેની વૃત્તિ જલદીથી ચંચળ થયાથી તે તેને દુસ્મનની પેઠે જોવા લાગી. એવો પ્રકાર જોતાંજ જૉનૂસને પોતાનો ખટલો ઉપાડ્યો અને પોતાના ઉદાસીના આખરમાં દિવસો ગાળવા માટે બીજું ઘર બદલ્યું, તે જતાંજ થ્રેલ બાઇ

તદ્દન ખાસ્તી વગરની થઇને પોતાનો મનોરથ તેણે પૂરો કર્યો. એક ઈટાલીયન સારંગીવાળા ઉપર તેનું મન બેઠું અને થોડા કાલમાં બેઉનો વિવાહ થયો. આ કામથી તેનો લંડનમાં ઘણોજ અપવાદ ફેલાવ્યો. તેથી તેણે દેશ ત્યાગ કરવો પડ્યો, પછી તે પોતાના નવા વરના દેશમાં જઇને સુખથી રહેવા વાગી. આ સર્વ વૃત્તાન્ત જાણવાને જૉન્સન જીવ્યો નહોતો. તેનો શરમ ભરેલો બીજો વિવાદ સાંભળ્યાથી તેનું મન તેના ઉપરથી ઘણુંજ ખાટું થઇ ગયું હતું, અને તેનું નામ સુદ્ધા બોલવું છોડી દીધું હતું. આવી સ્થિતિમાં જૉન્સનના આખરના દિવસ ગયા. તે છેવટે શરીરમાં ઘણોજ વધી પડ્યો હતો, તેથી મોટાપણાને લીધે જે જલોદર થાય છે. તેણે તેનો અન્ત આણ્યો. તે વેળાના લંડનના પ્રખ્યાત ચાર ડાક્ટરો કંઈપણ પૈસા ન લેતાં તેની દવા દારૂ કરતાં હતા; તથા તેઓના અનુમતથી તેણે પોતાના શરીર ઉપર મોટો સખ્ત શસ્ત્રપ્રયોગ પણ ઘણીજ ધીરજથી સહન કર્યો હતો, પણ તેનાથી કંઇપણ સારૂં થયું નહિ. આખરે ઇ. સ. ૧૭૮૪ ની સાલમાં જૉન્સનનું મરણ નીપજ્યું. તેની પછવાડે તેના સંબંધમાં એક સાવકી છોકરી માત્ર હતી, એ તેની

સ્ત્રીના પહેલા વરની હતી. તેણે પોતાની સઘળી વસ્તુઓ અને સુમારે પંદક હજારનો અવેજ પોતાના શીદી ચાકરને નામે કર્યો હતો. તેને આ ચાકર પોતાના એક પ્રિય મિત્રે નજર કર્યો હતો તેથી જૉન્સનનો તેના ઉપર ઘણો પ્રેમ હતો, તથા ચાકરે પણ પોતાના માલેકની ઘણાં વર્ષ સુધી એક નિષ્ઠાથી ચાકરી કરી હતી.

જૉન્સનની અત્યંવિધિ વેલ્ટમિનિસ્ટર નામના વિખ્યાત દેવલમાં થઈ હતી. એ ઈંગ્લંડના મોટા મોટા નામાંકિત્ થઇ ગયલા પુરૂષનું કબરસ્થાન છે. આ પ્રસંગે જૉન્સનના બાકી રહેલા ઇસ્ટમિત્રો અને બીજા મોટાં મોટાં માણસો એકઠાં થયાં હતાં. હમણાં સેન્ટપાલ નામના વિખ્યાત દેવલમાં સમંતાગ્દાગી મોટા મોટા કીર્તિમાન પુરૂષનાં પુતળાં જે ઉભાં કર્યાં છે તેમાં જૉન્સનની પ્રતિમા સર્વથી આગળ સ્થાપી છે. જેણે પોતાની દેશ ભાષાનું દેવું ફીટાડીને તેને વ્યવસ્થિત તથા સુસંબદ્ધ કરી હતી, તથા પોતાના ચિરસ્થાયી ગ્રન્થોથી તેની શોભા આણી હતી, અને પોતાના ઘણાક ગુણથી તથા વિશેષ નિર્મલ આવરણથી જે સ્વભૂમિનો અભિમાન સ્થલ થઇને આખા જગતમાં ઉદાહરણનું કારણ

થયો છે તે મહા પંડિતને ઉપરનું માન યથાયોગ્ય રીતે મળેલું છે એ કોઇપણ સુજ્ઞ માણસથી કબૂલ કર્યાં વિના રહેનાર નથી.

---

## પ્રકરણ ૧૭ મું.

### જૉનસનનું શરીર, પોશાક, વિક્ષિત્પપણાનાં પ્રકાર અને ખોડ.

પાછલાં ૧૬ પ્રકરણ સુધીમાં જૉનસુનની હયાતી સુધી થયલું વૃતાન્ત કહેવામાં આવ્યું છે. હવે તેના સ્વભાવનું વર્ણન કરીએ છીએ એટલે તે કેવી જાતનો માણસ હતો તેની વર્તણુક કેવી હતી, તેના મનના ધર્મ કેવી રીતના હતા વગેરે વિષયનું સામાન્ય રીતે નિરૂપણ કરીએ છીએ.

પહેલાં શરીરનું વર્ણન કરીએ; પહેલાં ઘણી જગાએ કહેવામાં આવ્યું હતું કે જૉનસન શરીરમાં ઘણોજ મજબુત હતો. તેનો બાંધો ઢીગણો અને સારો ભરાવદાર હતો. આ શરીર સંપત્તિ તેણે પોતાની કમાઈથી મેળવેલી એટલે તાલીમ કસરત વગેરે કરીને સંપાદન કરી હતી એમ નહોતુ. વંશ પરંપરાથી ચાલી આવતી હતી. તેનો

બાપ તેના જેવો બળવાન હતો, અને કાકો તો એક અખાડાનો ઉસ્તાદ હતો. શરીરનો દેખાવ જૉન્સનનો કંઇ મોટો દોલદાર નહોતો. પેટ મોટું હતું અને તે આગળ જતાં ઘણુંજ લટકતું હતું. એટલે મોટી ફાંદ નીકળેલી હતી. અને પગ વાંકા હતા તેથી ચાલતા જરા વાંકો ચાલતો હતો. તેનો ચહેરો નાનપણમાં ઘણોજ સુન્દર હતો, પણ પછી શસ્ત્રક્રિયાનો પ્રયોગ થયાથી અને એક આંખની દૃષ્ટિ ઓછી થયાથી તે આગળ જતાં કદરૂપો દેખાતો હતો તે છતાં તેની મુખશ્રી જાતે ભવ્ય હોવાથી વિદ્યાના તેજથી અને શરીરના ભરાવને લીધે તેને તે વિશેષ શોભા આપતી હતી.

પોશાકના ટાપટીપની ઉપર જૉન્સનનું મુદલે લક્ષ નહોતું. તેને ઠાકમાઠનો હમેશાંથી તિરસ્કાર હતો તેથી કપડા લત્તાં જેવાં મળે તે તેને ચાલતાં હતાં. ઘરનો સરસામાન પણ ઉપરની તરેહનો હતો. હાલમાં અંગ્રેજ લોકોમાં સામાન સમજામ વગેરે ઘરનો ફરનીચરનો જેવો ભભકો જોવામાં આવે છે તેવો તેનો નહોતો, પણ કેવળ કામ ચલાઉ વસ્તુજ તે વધારે રાખતો હતો. તેને સરકારમાંથી જે નિયમિત પગાર મળતો હતો; તે

તેના જેવાં એકલા માણસને ઘણો હતો. તોપણ વગર કામના એશ આરામમાં તેણે કદી પણ ખર્ચ કર્યો નહોતો. આ ખર્ચ કેમ થતો હતો એ વિષે પાછળ કંઇક કહી ગયા છીએ. અને તે વિશેષ હકીકત આગળ આપવામાં આવશે. આવી રીતે જૉન્સનનું વર્તન એકજ રીતે જોતાં પ્રાચીનકાળના તત્વજ્ઞાનીની પેઠે હતું. એટલે તે સ્વભાવતાજ નિરિચ્છ હોઇને જે પોતાની મેળે મળતું તેના ઉપર કામકમણ કરીને જેવા નિત્યસન્તુષ્ટ રહેતા હતા. તેવો આ મહાપંડિત હતો.

જૉન્સન કુદરતી સ્વેછંદી હતો અને તે ઉમ્મરમાં આવ્યો ત્યારથી તે એકલો સ્વતંત્ર હતો કે તેનાથી વધારે કોઇકજ હોય, તેથી તેનો સ્વભાવ બીજી જાતનો થયો હતો. આ સર્વનું અહિંયાં વર્ણન કરવું એ કેટલાકને કદાચિત ઠીક લાગશે નહિ. કેમકે મોટા માણસની નાની સરખી વાતો પ્રગટ કરવી એ ઠીક નથી, અને તેનાથી કંઇ ઉપયોગ પણ નથી એવું કોઇને માલૂમ પડવાનો સંભવ છે. તેમજ મોટાના ચરિત્ર શ્રવણથી જે લાભ થવાનો છે તે સુક્ષ્મ વાતથી નષ્ટ થઇને તેના ઉપરનો પૂજ્ય ભાવ ઉઠી જાય છે. એવું સંકૂહ્દર્શનીય માલમ પડવા

જેવું છે. પણ આ સર્વ વિચાર ખોટો છે. ચરિત્ર એટલે તેમાં તેના વિષે ભૂત મનુષ્યના સંબંધીની સર્વ રીતની માહીતી આવવી જોઇએ જે વાતથી તેનો ગૌરવ થાય તેનું વર્ણન કરવું જેમ જરૂરનું છે તેમજ જેના યોગે તેનું હીનત્વ આવે તે પણ નિઃપક્ષપાતથી કહેવું જરૂનું છે. કોઇપણ માણસ સર્વગુણ સંપન્ન તથા સર્વ દોષ રહીત હોતો નથી. તેથી કોઇપણ ગમે એટલો પ્રખ્યાત હોય તો પણ તેના દોષ નિરૂપણથી તેની ખરેખરી કીર્ત્તિની યથાર્થતા કોઇ રીતે ઓછી થનાર નથી. આ વાત ધ્યાનમાં રાખીને ગ્રન્થકારના સંબંધમાં જે બનાવ હવે આવનાર છે તે વાંચનારે વાંચવા જોઇએ.

પાછળ એક ઠેકાણે કહી ગયા છીએ કે જૉન્સનને એક જાતનો આશ્ચર્યકારક મગજનો રોગ થયો હતો. આ રોગ વંશમાં પરંપરા ચાલેલો આવતો હતો. તેનાં યોગે તેની વૃત્તિ સર્વદા ઉદાસ રહેતી હતી, અને કોઈ પણ સંબંધમાં તેને ઉલ્લાસ જણાતો નહોતો, તેનું ચિત્ત એટલું બધું ઉદ્વિગ્ન હતું કે, તેને પોતાના જીવનો પણ કંટાળો આવતો હતો. આ રોગથી તેનો સ્વભાવ ઘણોજ ચી-

ઢાઉ થયો હતો, અને તેને ભ્રમિષ્ટપણું લાગ્યું હતું. આ ભ્રમિષ્ટપણાના ઘણાક પ્રકાર બૉસવેલે પોતના જીવનચરિત્રમાં લખ્યા છે. તેમાંથી કેટલાક અહિં આપીએ છીએ, અર્ધાંગવાયુમાં ફસાયલા માણસના શરીરના અવયવ જેથી પોતાની મેળે હલે છે, તેમ જૉન્સનનું ડોકું હાલતું હતું; અને હાથ પગના ચાળા થતા હતા. એ હાલચાલ તેનાથી બંધ કરાતી નહોતી. ભરેલી સભામાં તેને કોઇ વખતે શરીરની બેશુદ્ધી થઇને કવિતા મોટેથી બોલતો અને પોતે એકલો હોય તો તે કલાકના કલાક સુધી પોતાવી મેળે મોટેથી બોલતો ઉભો રહેતો હતો. રસ્તામાં ચાલતાં ચાલતાં આજુ બાજુના કઠેરા ઉપર હાથ નાંખ્યા શિવાય તેને ચેન પડતું નહોતું, અને એક કઠેરો ભૂલેલો જણાતો તો તે પાછો રહીને વળી એકવાર તે વિધિ પૂરી કરતો હતો. અંગ્રેજ લોકોના ખાવાની ટેબલ ઉપર ફળફળાદિ મૂક્યા હોય તેમાંથી જ્યારે નારંગીના ઉપર હાથ પડતો હતો, ત્યારે જૉન્સન તેની છાલ ફેંકી નહિ દેતાં ઘણી સાવચેતીથી પોતાના કોટના ખીશામાં રાખતો હતો. તેનું પછી તે શું કરતો હતો તે કંઈ જાણવામાં આવ્યું નથી.

ઉપલાં ઉદાહરણો ઉપરથી વાંચનારને જૉન્સનની ભ્રમિષ્ટપણાની વૃત્તિ વિષે કલ્પના થશે પોતાની આ વ્યથાનું આગળ જતાં શું પરિણામ થશે તેની તેને ઘણી બિહીક રહેતી હતી. આ રોગ તેને કોઇ કોઈ વખતે ઘણોજ માલમ પડતો અને કોઇ વખત જતો રહેલો જણાતો હતો. જ્યારે તે પ્રબળ થતો હતો, ત્યારે તેની વિપત્તિનો કંઇ પાર રહેતો નહોતો. ઇન્દ્રિયજ્ઞાનમાં પણ તે વખતે વિકાર પહોચતો હતો. તેની મા ઘણા કોશ ઉપર હોવા છતાં જાણે તે પોતાને હાક મારે છે એવું તે સ્પષ્ટ સાંભળતો હતો. રસ્તા ઉપરના ઘડિયાળની આગળ કલાક સુધી ઉભો રહેવા છતાં કેટલા વાગા છે તેનો પણ નિશ્ચય તેનાથી થઇ શકતો નહોતો, પણ સર્વથી મોટો દુઃખનો બનાવ એ હતો કે આ ભ્રમાવસ્થા સ્થાયીક થઇને બુદ્ધિ ભ્રંશ થશે કે શું તેની તેને ઘણીજ ધાસ્તી લાગતી હતી. પણ તેના અને લોકોના સુભાગ્યે આ ભારે બનાવ બન્યો *નહિ.

---

* મજારોગ પ્રાચ્ય રાષ્ટ્રમાં કેટલેઃ છે અથવા મૂળનો નથી એ વિષયની કંઈ પણ માહિતી નથી. ઇંગ્લંડની સર્દ અને તુંદ હવામાં જો તે ઉત્પન્ન થતા હોય તો અહિં તે ન હોવો સંભવે છે. અંગ્રેજી કવિઓમાંથી ઘણાકોને ઉપલા વિકારની બાધા હતી. જૉન્સને એક વેળાએ કોઇને કહ્યું હતું કે હું આખી ઉમ્મર સુધી દીવાનો હતો.

ઉપરના વ્યાધીથી કડકપણું અને આળસ આ અવગુણ જૉન્સનમાં બળવાન થયા હતા. તે એવા કે તે પહેલથી સ્પૃહ અને અભિમાની હતોજ તથા વખત આવ્યાથી કોઇની પણ પર્વા રાખતો નહોતો. તેના ઉપર આ મગજનો રોગ તેને ઘણું કરીને હમેશાંનો થઇ પડયો હતો. તેથી રોગી મનુષ્યને જેમ થાય છે તેમ તેના મૂળનો સ્વભાવ તેના યોગેથી ઉત્તેજિત થયો એ ઉઘાડુંજ છે. એ શિવાય જૉન્સનની પૂર્વવય હલકા પ્રતીના લોકોમાં ગયાથી રાગ થયો હોય તો તે દેખાડવો નહિ, કોઇએ અપમાન કર્યું હોય તો તેનો પ્રતીકાર ખુલ્લી રીતે એકદમ ન કરતાં સમય જોઇને હસતા હસતા પોતાના દુશ્મનના દાંત પાડવા—વગેરે મોટા મંડળમાં જે સભ્યતાના પ્રકાર છે તે બિલકુલ જાણતો નહોતો, તેનો જવાબ હમેશાં તે વખતેજ રોકડો આપતો હતો. કોઇ કોઇ વેળાએ તો ઘણાજ પરિચયવાળા મિત્રને પણ તે સંતાપતો હતો. તથા તેને કડવાં વેણ બોલવામાં પણ હટતો નહોતો. બૉસવેલના આખા ચરિત્રમાં જૉન્સનની કડક તબીયતનાં ઉદાહરણો છે, અને ખુદ બેઉનો અણબનાવ ઘણી વખતે થયો હતો. ઉપલી

મનોવિકૃતિનું બીજું પરિમાણ જૉનસનનું સુસ્તપણું છે. આ ગુણ તેનામાં મૂળથી હતો, તે ઉપરના વિકારના યોગેથી દૃઢ થયો હતો. રોગી મનુષ્યનો જેમ કામનો કંટાળો આવે છે અને સ્વસ્થ પડી રહેવું ગમે છે, તે પ્રમાણે તેને સર્વદા થતું હતું. પણ પાસે પૈસા ન હોવાથી તથા અપવાસ થવાનો વખત આવ્યાથી તે વેળાએ જાગ્રત થઇને નિત્ય નિર્વાહની કંઇપણ તજવીજ કરવી પડતી હતી. એવું થતાં થતાં રાજ્ય તરફથી જૉનસનને જ્યારે પેનશન મળી ત્યારે તેના નિત્યનો ઘોર જતો રહ્યો અને તેની સ્વભાવ વૃત્તિ ઘણીજ પ્રબલ થઇ. પછી શું પૂછવું! બપોરના બે વાગે તો શેઠ ઉઠવા લાગ્યા, પછી બે વાગે મોઢું ધોઇને ખાવા બેસવું, રાત્રિનો પ્રકાર પણ તેના જેવો હતો. એક વખત બહાર નીકળ્યા કે ફરવું ફરવું. આખી રાત સુધી રસ્તામાં ફરવું; એકવાર કોઈ મિત્ર તેને ઘર મળવા આવ્યો તો આખી રાત સુધી ગપોજ ચાલ્યાજ કરવાની; જો વાંચવાની કે લખવાની લહેર આવી તો આખી રાત તેમાં ચાલી જતી.

જૉનસનના સ્વભાવનું તેની સ્થિતિ વિશેષના યોગથી જે ચાલ લાગુ પડી હતી તેનો કંઇ પ્રકાર

ઉપર લખી ગયા છીએ, તે ઉપરથી કોઇને તે સકૃ-દ્દર્શનીય એવું જણાશે કે તે કોઇ ગાંડો, છાંદિષ્ટ અને તુડક એવો માણસ હતો, આવોજ વિચાર જૉન્સનની હયાતી સુધી ઘણા માણસોનો હતો. તે-ની ભારે બુદ્ધિ સર્વને કબૂલ કરવીજ પડશે, પણ ઉપરનો વિચાર ઘણું કરીને સર્વમાં મજબુત થઈ ગયલો હોવાથી તેના દરરોજની મિત્રમંડળ શિવા-યના ઘણાજ થોડા માણસો તેને ચહાતા હતા. બૉસવેલે જે વિસ્તારવાળું ચરિત્ર લખ્યું છે તેનો મૂળ હેતુ એજ હતો કે પોતાના મિત્રનો તથા ગુ-રૂનો સ્વભાવ લોકોને જે વિલક્ષણ જાણવામાં છે તે દૂર કરવો. આ હેતુ તેનો કેટલો સિદ્ધ થયો છે તે વિષે તેનો ગ્રન્થ વાંચ્યાથી ખાતરી થશે.

---

## પ્રકરણ ૧૮ મું.

### સ્વભાવ, દયાળુત્વ, માનિત્વ અને સત્ય પ્રીતિ.

જેણે મનુષ્ય સ્વભાવનું અવલોકન અમસ્તુ ઉપર ઉપરનું કર્યું હશે. મનુષ્યનું બહારનું અને અન્દરનું સ્વરૂપ ઘણીક વખતે તદન જૂદું હોય છે એ તેના

લક્ષમાં આવ્યા વિના રહ્યું નહિ હોય. કેટલાક માણસો દેખાઇતા ઘણાજ ઉગ્ર હોય છે પણ અન્તઃકરણમાં ઘણાજ કોમળ હોય છે; અને કેટલાક બોલનારા મીઠા હોય છે પણ તેની કૃતિ તદન જૂદી અથવા વિપરીતજ હોય છે. જૉન્સન આમાંના પહેલાં પ્રકાર જેવો હતો. તેની મુદ્રા અને આચરણ એટલાં બધાં વિલક્ષણ હતાં કે, તેના ઘણાંજ પ્યારા મિત્રોને પણ તેની જોડે વધારે ઓછું બોલવાનો ભય જણાતો હતો. તેની વૃત્તિ કેટલી કડક હતી તથા તે કેટલો નિસ્પૃહ વક્તા હતો, તે વિષે પાછળ ઘણુંક લખી ગયા છીએ. તે ઉપરથી આ વાતની ખાતરી સહેલાઇથી થશે, આમ હોવા છતાં પણ તેનું અન્તઃકરણ કેટલું કોમળ હતું તેના દાખલા તેના ચરિત્રમાં સેંકડો છે, પોતાના માબાપના ઉપરની ભક્તિ, સ્ત્રીના ઉપરનો પ્રેમ, મિત્રના ઉપર સ્નેહપૂર્વક નિષ્ઠા, આશ્રિત તથા સેવકનો આદર, પ્રાણિ માત્રના ઉપર દયા વગેરેનાં ઉદાહરણો દેખાડવામાં આવે તો એક બીજુંજ પુસ્તક થાય. તેથી ઉપલી જૂદી જૂદી વૃત્તિઓ માત્ર ટૂકામાં નિરૂપણ કરીએ છીએ. જૉન્સનનો બાપ તેની નાની વયમાં મરણ પામ્યો હતો પણ તેની મા ઘણી ઉમ્મરે

પહોચી હતી, તેની જ્યારે પ્રૌઢ વય થઈ હતી ત્યારે તે મરણ પામી હતી તે આગળ લખી ગયા છીએ. તેના ઉપર જૉન્સનની ભક્તિ કેટલી હતી તે પાછલા ચરિત્ર ઉપરથી તથા વિશેષે કરીને રાસેલસના ગ્રન્થની રચનાના પ્રસંગમાં વાંચનારના ધ્યાનમાં આવીજ હશે. એ સિવાય તેના ગ્રન્થમાં કેટલીક જગોએ આજ વૃત્તિ પ્રગટ થયેલી જોવામાં આવે*છે, પોતાની સ્ત્રી ઉપર તો જૉન્સનનો એટલો પ્રેમ હતો કે તેના મરણથી પોતાને ઘણું દુઃખ થયા કર્યું. અને આખર સુધી તે હોલાયું નહોતું. તેને

---

* પોપ કવિની મા જૉન્સનની માતા જેટલી ઉમ્મરે મરણ પામી હતી, તથા પોપની પણ જૉન્સનના પ્રમાણે તેના ઉપર તેની ઘણી ભક્તિ હતી, તે વિષય ઉપલા કવિના ચરિત્રમાં જૉન્સને લખ્યું છે કેઃ—

"In the next year he lost his mother not by an unexpected death, for she lasted to the age of ninety-three, but she did not die unlamented. The filial piety of Pope was in the highest degree amiable and exemplary; his parents had the happiness of living till he was at the summit of poetical reputation, he was at ease in his fortune, and without a rival in his fame, and found

વિવાહિત સ્થિતિનો સંસ્કાર ફક્ત સાત આઠ વર્ષ થયો હતો; ત્યારપછી ત્રીસ બતરીસ વર્ષ સુધી તેણે વિધુરાવસ્થામાં ગાળ્યાં હતાં, તોપણ તેના અન્તઃકરણમાં તેની પ્રિયકર સ્ત્રીની મૂર્તિ એટલી દૃઢ ઠસી ગઈ હતી કે, અન્ત સુધી તેના સ્મરણથી તે સદ્ગતિ થતો હતો. તેના મરણનો દિવસ વ્રત પ્રમાણે પાલીને તે તે દહાડે અપવાસ કરતો હતો; અને વારંવાર તેના નામથી પ્રાર્થના કરતો હતો. મિત્રોની પણ તેવીજ વાત હતી. તેની જોડે એક વખત સ્નેહ થયો તો તેના ઉપરનો પ્રેમ કદી તૂટતો નહોતો. હરેક રીતે તેને તે ઉપયોગી થઈ પડતો હતો. સંકટ સમયે તેની મદદે દોડતો હતો, તેને સદુપદેશ આપવો, તેની વતી શિફારસ લગાડવી, તેને કોઈએ અપમાન કર્યું હોયતો તેની તરફેણમાં થઈને તે અપમાન દૂર કરવાની તજવીજ કરતો હતો. કોઈ પ્રસંગે તેઓની જોડે કંઈ ઝઘડો થતો હતો તો જ-

---

no diminution of his respect or tenderness. Whatever was his pride, to them he was obedient, and whatever was his irritability, to them he was gentle. Life has, among its soothing and quiet comforts, few things better to give than such a son".

લદીથી તેનો પાછો મેળાપ કરી દેતો હતો. જૉન્‌સનનો સ્નેહ પરંપરા સંબંધમાં આગળ ચાલતો હતો. એટલે સ્નેહીનાં સગાંવહાલાં તથા ચાકરોપર પણ તેનો પ્રેમ થતો હતો. પાછળ લખી ગયા છીએ કે શીદી ચાકરના નામ ઉપર જૉન્‌સને પોતાની સઘળી દોલત અને સઘળો સરસામાન મૃત્યુપત્રમાં લખીને આપ્યો હતો. તે એવા પરંપરા સંબંધથી હતો. જૉન્‌સનનો એક મિત્ર અમેરિકામાં ઘણા દિવસ જઇને રહ્યો હતો અને તે ત્યાં રહેતી વેળા ઉપલા શીદીને પોતે વેચાતો લીધો હતો, પછી તે સ્વદેશમાં આવ્યો ત્યારે તેણે પોતાના મિત્ર જૉન્‌સનને તે શીદીને ભેટ આપ્યો. તેના નવા શેઠે ખ્રિસ્તી ધર્મમાં દીક્ષા આપી અને તેના વિદ્યાભ્યાસમાં પણ લક્ષ આપતો હતો. આવી રીતે બીજા કેટલાક માણસોને જૉન્‌સને પોતાના ઘરમાં આશ્રય આપ્યા હતા, અને સામાન્ય રીતે કોઇપણ દુઃખી અથવા ગરીબ નજરે પડ્યાથી તેના ઉપર તે દયા કરતો હતો. સારાંશ કે મોટા માણસોમાં અત્યંત શોભાદાયક જે દયાશીલતા છે, જે ખ્રિસ્તી ધર્મનું અનુષંગિ તરીકે તેનો મહિમાં જ્યાં ત્યાં સંભળાય છે તે જૉન્‌સનમાં પૂર્ણ હતી.

ઉપર જે ગુણ છે તેમાં માનનો સંબંધ જો-વાથી વિચિત્ર જણાશે; પણ પહેલાંની પેઠે આ બીજો ગુણ એટલે માનપણું જૉન્સનમાં પૂર્ણ હતું. માની પુરૂષનું લક્ષણ એ છે કે તેને બીજાએ કરેલી અવજ્ઞા તથા બીજાની આગળ પોતાની ગરીબાઈ દેખાડવી એ લવવાર પણ સહન થતી નથી. પ-હેલાનો પ્રતીકાર કર્યા શિવાય તે કદી રહી શકતો નથી; અને બીજાનો પ્રસંગ આવવાના કરતા મરવું સારૂં છે એવું જણાય છે. જૉન્સનના વર્ત્તનમાં ઉ-પલા ગુણો ઘણાજ હતા. એક વખતે કોઇએ પો-તાની મેળે કોઇને કંઈ પણ ન કહેતાં કંઈ પૈસા તેને આપ્યા હતા તે તેણે લીધા નહિ અને તેનો તેણે ઘણો ધિક્કાર કર્યો હતો. પોતે યાચના કર-વાને માટે ઘણોજ શરમાતો હશે તે ઉઘાડુંજ છે. બાપના મરણ પછી તેના માથા ઉપર સંસાર પ-ડ્યો અને પોતાની તથા પોતાનાં કુટુમ્બનાં માણ-સોની તજવીજ કરવાનું જ્યારે તેના ઉપર પડયું, ત્યારે તેણે જે નિશ્ચય કર્યો હતો તે તેની લખેલી ડાયરી ઉપરથી જણાય છે. તેણે આ ગરીબાઈ કોઇની આગળ ન દેખાડતા હું મારી પોતાની

હિમ્મત ઉપર પૈસા કમાઇશ. ગરીબાઇને લીધે મન નિરૂત્સાહી તથા દુર્બલ થવા દઈશ નહિ; તેમ પેટ ભરવાને માટે કોઇપણ જાતનું દુરાચરણ કરીશ નહિ. નાની ઉમ્મરમાં જૉન્સને પોતાનો આ સંકલ્પ દૃઢ કર્યો હતો. તેની હિમ્મતનું તથા સાત્વિકપણાનું આ કંઈ થોડું પ્રમાણ નથી, એવું પણ જણાતું નથી કે પોતાનો ટેક આખર સુધી તેણે ઉલ્લંઘન કર્યો હોય. એ ઉપરથી તેનામાં ધૈર્ય કેટલું હતું અને પ્રસ્તુત ગુણ જે અભિમાન તે કેવો જાગૃત હતો એ સહેલાઈથી ધ્યાનમાં આવવા જેવો છે. ખરી રીતે જોતાં સારીપેઠે જણાય છે કે જૉન્સન લોકોને કદી પણ ધિક્કારતો નહોતો, પૈસાના સંબંધમાં જોતાં તો તેની જીંદગીનો અડધાથી વધારે કાલ ગરીબાઈમાં ગયો હતો; તોપણ બીજા સામાન્ય માણસો લોકાવજ્ઞાથી જેમ અકળાય છે તેમ તે કદી પણ અકળાયો નહોતો. તેનો લાર્ડ ચેસ્ટરફીલ્ડનો જે પ્રસંગ બન્યો હતો તે પહેલાં વિસ્તારપૂર્વક લખી ગયા છીએ; તેમજ ગ્રેલની વૃત્તિને સહન કરીને તેના ઘરમાં હવે પોતાનો ભાર રહેશે નહિ તે સમજતાંજ તે ઘર છોડીને બીજી જગાપર જઇને રહ્યો હતો એ પણ આગળ જણાવી

ગયા છીએ. આવી વૃત્તિનાં ઉદાહરણો તેના ચરિત્રમાં તથા ગ્રન્થમાં ઘણાં છે. *

જૉન્સનનો બીજો એક મોટો ગુણ સત્ય પ્રીતિનો હતો; તેને સત્યનો કુદરતી ચાહ હતો; તેમજ જુઠું બોલવું છેતરવું એ તેને ઘણુંજ તિરસ્કારવાળું હતું. "चिते वाचे क्रियायाच महतामेकरूपता" આ મહાજનનું લક્ષણ તેના ઉપર સર્વ રીતે લાગુ પડે છે. તેના ઘણાજ નાના સરખા ભાષણમાં પણ તેનાં ઘણાંજ ચરિત્રકાર વૃત્તાંત લખી રાખ્યાં છે, પણ ઉપલા વાક્યમાં જેને કરીને વિરોધ આવે એવો એક પણ અક્ષર મળશે નહિ. જેવું તેને લાગતું તે કરી દેતો હતો; અને જે બોલવું તે પ્રમાણે તેનું આચરણ કરતો હતો. આવા ત્રણ પ્રકારનો મેલ એટલો પૂર્ણ હતો કે તેથી જૉન્સનનું આચરણ

---

* ઉપરના જેવું એક ઉદાહરણ ટાંબલરની છેવટે છે. છેલ્લો એટલે ૨૦૮ માં નિબંધમાં જૉન્સન પુસ્તક સમાપ્ત કરીને લોકોપર ઘણો કડાકો નાખ્યો છે. પહેલું અવતરણજ નીચલા વાક્યથી શરૂ થયું છે.

"Begone, ye blockheads! Horaditus cries, And leave my labours to learned and wise, By will, by knowledge, studious to be read, I scorn the multitude, alive and dead!"

વ્યવહારની નજરે જોતાં દોષવાળું જણાશે એટલે "हितंमनोहारीच दुर्भवच" આ વચન પ્રમાણે લોકોને કડવું લાગે એવું બોલવાનો વારો આવતો હતો. તેને સભ્ય માણસોની રીતિ અજાણી હતી તેનું વર્ત્તન વિરૂદ્ધ તથા ફીસાદખોરના જેવું હોવાથી પહેલાં તેના વિષે ઘણી હોહો થઈ હતી, તેનું કારણ આજ હતું આથી તેના ગ્રન્થો ઘણા જણને અરૂચીકર થયલા હતા. અને હમણાં તે બધાને પ્રિય થઈ પડ્યા છે; એમ પણ નથી. સામાન્ય રીતે બોલવા ચાલવામાં જૉન્સનનો ઉપલા ગુણ ઉપર એટલું લક્ષ હતું કે, તે જાણે કોર્ટમાં પ્રતિજ્ઞા લેઇને સોગન ઉપર જુબાની આપતો હોયની, એવો તેના એક મિત્રનો લેખ છે.

---

## પ્રકરણ ૧૯ મું.

### બુદ્ધિગુણ, કલ્પનાશક્તિ, અને તર્કશક્તિ.

હવે જૉન્સનના બુદ્ધિબળ વિષે કંઇક લખીએ છીએ; તે આટલો બધો વિખ્યાતિ શાથી ચઢયો? કયી માનસિક શક્તિ તેનામાં અત્યન્ત પ્રબળ હતી, આ વિષે નક્કી કરવું જોઇએ. માનસિક શ-

ક્તિના બે પ્રધાનભૂત છે. એક તર્ક એટલે વિવેચન શક્તિ અને બીજી કલ્પના શક્તિ. પહેલાના યોગથી મનુષ્યને સત્યાસત્યનું વિવેચન કરતાં શીખાડે છે, તથા વાદવિવાદ કરવાનું સામર્થ પ્રાપ્ત થાય છે. બીજાથી અદૃષ્ટ અથવા અવાસ્તવ પદાર્થનો પણ યથાસ્થિત ભાવના મનોમય કરાય છે, તથા તેથી યથાસ્થિત વર્ણન કરવાની શક્તિ પ્રાપ્ત થાય છે. પહેલી શક્તિનો ઉત્કર્ષ તત્ત્વજ્ઞની અંદર દીઠામાં આવે છે; અને બીજી કવિમાં જોવામાં આવે છે. હવે જૉન્સનની અંદર તે કેટલી રહેલી હતી તેનું નિરૂપણ કરવામાં આવે છે.

પહેલી કલ્પનાશક્તિ આનું વાસ્તવ્ય જૉન્સનમાં હતું એ તેના કાવ્ય તથા તેની એક નવલકથા અને તેણે નાટક રચ્યું છે તે ઉપરથી સર્વના ધ્યાનમાં આવશેજ. તે શિવાય તેના ચરિત્રમાં બૉસવેલે તેના બધા ભાષણનો જે સંગ્રહ આપ્યો છે, તે ઉપરથી કલ્પનાશક્તિ જણાય છે. જૉન્સનમાં સમયોચિત ભાષણ કરવાની શક્તિ કંઈ અજાયબ ભરેલી હતી. તેણે જે વેળાએ કોટિ ક્રમ શરૂ કર્યો એટલે કોઇનું પણ ત્યાં ચાલતું નહોતું, અને તેથી મોટા મોટા કુશળ બોલનારાઓ પણ તેની સામે બોલવામાં ડરતા હતા. કોઇ

પણ પૂર્વ પક્ષ લઇને તેની જોડે કૌશલથી વાત કરવા લાગે તો તે પોતાનો વિનોદરૂપ શસ્ત્ર ઉંચકીને તેનું બોલવું એવું તો હસી કાઢવા જેવું કરી નાખતો હતો કે તેના મનમાં આવતું કે હું આ શા માટે બોલ્યો. આ ભાષણ ચાતુર્યનું બીજ કલ્પનાશક્તિજ છે. તેણે ઘણીક જાતનાં જ્ઞાન મેળવીને બહુ શ્રુતપણું સારૂં મેળવ્યું હતું; જેની પાસે કલ્પનાશક્તિનું સાહિત્ય ઉત્તમ હોય છે, તેને પોતાના પ્રતિપક્ષના ઉપર તકરાર પર તકરાર કરીને તેને વાદમાં લઢવાનું ઉત્તમ રીતે મળે છે એ ઉઘાડુંજ છે. જૉન્સનની કલ્પનાશક્તિનું આ રીતે પ્રમાણ થાય છે. એ ખરૂં છે કે જે માનસિકશક્તિ તેની અંદર હતી. તે વિશેષ સૂક્ષ્મ તથા તીવ્ર નહોતી પણ જરા મોટી કંઇક જડના જેવી હતી, તેથી ઉપલા કાવ્યાદિ ગ્રન્થ હમણાં જેટલા જોઇએ તેટલા પ્રસિદ્ધ નથી અને તેના વિનોદના પ્રકાર પણ કંઇક બનાવટી જણાય છે*.

* જૉન્સન પોતે ઉપલા સંબંધમા કંઇક ઓછાપણું જાણતો હતો અને વખતો વખત કહેતો હતો.

"Ppham Beauclerk has wit, and everything comes from him with care, but when I say a good thing I seem to labour."

, બૉકલાર્ક એ જૉન્સનની કલબમાંનો એક મેમ્બર હતો.

ગોલ્ડસ્મિથ વગેરે ગ્રન્થકારમાં તે જેવી જોવામાં આવતી હતી તેવી જૉન્સનના ગ્રન્થમાં અથવા ભાષણમાં જણાતી નથી. એ પ્રમાણે ઉપલાં કારણને લીધે તેનામાં સંગીત, નાટ્ય, ચિત્રવિદ્યા, કવિતાનું મર્મજ્ઞાન નહોતું.*

---

તેના અકાલિક મરણથી બધું મિત્રમંડળ ખળભળી રહ્યું હતું તે વેળાએ જૉન્સન તેની આવી રીતની પ્રશંસા કરી:—

Our club has had a great loss since we met last,—a loss that perhaps the whole nation could not repair! No man ever was so free, when he was going to say a good thing, from a *look* that expressed that it was coming; or he had said it, from a look that expressed it had come. Beauclerk's talents are those which I have felt myself more disposed to envy than those of any whom I have known".

* જૉન્સનનું મિત્રમંડળ તે વેળાના ઉત્તમ ગાયક, ઉત્તમ નટ, ઉત્તમ ચિત્રકાર અને ઉત્તમ કવિ હતા તે અનુક્રમથી બર્ની, ગ્યારિક, રેનૉલ્ડસ અને ગોલ્ડસ્મિથ હતા. આ ચારેમાંથી પહેલાંનો કસબ મહા પંડિતને બિલકુલ માલમ પડતો નહોતો. બીજા અને ત્રીજાની કુશળતા ઉપર કંઈ ચાહ હતો, અને ચોથાના ગુણની માત્ર પૂર્ણ પારખ હતી તેથી તેની પ્રશંસા વારંવાર

બીજી તર્કશક્તિ પહેલી કરતાં જૉન્સનમાં તે વધારે પ્રબળ હતી. તેની બુદ્ધિ કુદરતી ઘણી સૂક્ષ્મ હતી, પહેલાંથીજ તત્વશોધ ઉપર સર્વદા પ્રવૃતિ થયાથી સત્યાસત્યનો વિચાર કરવામાં તેને કુશળતા મેળવી હતી. તે એટલી બધી હતી કે તેની જોડે કોઇએ વાદ કર્યો તો તેમાં જરા લટપટ કરતો જોતો કે તે તેને તરત ઉડાવી નાંખતો. જેમ રૂપીયા પારખતાં સરાફ ખોટા રૂપીઆ ઝટ ફેંકી દે છે તેમ કોઇ ગમે એટલી હિમ્મતથી ખોટું પ્રમાણ લખાણમાં કે ભાષણમાં ઘુસાડી લીધેલું હોય તો તે તરત બહાર કાઢી નાંખતો હતો. બૉસવેલનો ગ્રન્થ જેણે આખો વાંચ્યો હશે તેણે આ વાતની ખાંતરી થઇ હશે. તેમાં શૈકડો જાતના વાદ પ્રસંગાનુસારે નીકળેલા છે; પણ તેમાં જૉન્સને પાંડિત્ય કરીને પોતાની કલ્પના અને તર્કશક્તિ તે રદ કર્યા છે! બૉસવેલના જેવા પૃચ્છક અને જૉન્સનના જેવો વક્તા પણ વિષય વૈચિત્ર્યમાં શું ઓછાપણું હોય! બૉસવેલ વર્ષમાં બે વાર પોતાના દેશમાંથી લંડનમાં

---

તેના મુખમાંથી નીકળતી હતી. આના કરતાં તેજસ્વી તો અંગ્રેજી ભાષામાં કવિરત્ન છે તેનું યથાર્થ જ્ઞાન જૉન્સનને નહોતું એ સર્વત્ર પ્રસિદ્ધજ છે.

આવતો હતો. તેના આવવાનો મુખ્ય ઉદ્દેશ જૉન્સ-નનું ભાષણ સાંભળવાનો હતો. એવા પ્રસંગમાં બને તેટલો વખત જૉન્સનની સોબતમાં રહેતો હતો, જેટલું બની શકે કેટલું જૉન્સનને બોલવાનો પ્ર-સંગ પડે એવું તે બોલતો હતો. તેમ જૉન્સનનો ભાષણનો પ્રવાહ ઘણો ચાલતો હતો આથી તે નાના પ્રકારના વિષય એટલે કાવ્ય, શાસ્ત્ર, તત્વજ્ઞાન, ધર્મ, લોક વ્યવહાર, રાજતંત્ર, અથવા સામાન્ય સંસા-રના વિષય પણ જૉન્સનના જેવા પંડિતના અત્યંત હૃદ્ગત વિચાર પ્રકટ થયા છે; અને તેથી એ ખરો ગ્રન્થ ફક્ત ચરિત્રરૂપ છે એવું નથી પણ નાના વિધજ્ઞાનનું તથા મનોરંજનો એક ભંડારજ બનેલો છે. જૉન્સને વર્ષનાં વર્ષ લગાડીને ઘણાક ગ્રન્થો રચ્યા છે પણ તેની બુદ્ધિનું ઐશ્વર્ય જેવું પ્રકટ થયું તે સર્વને મળીને થયું નથી*. પચાસ વર્ષનું એકઠું

---

* બર્ક આવું કહે છે:—

Johnson appears greater in Boswell's book than in his own.

તે પ્રમાણે:—

" His conversation, which was one of the most powerful instruments of his extensive inference was artificial dogmatical, senten-

કહેલુ જ્ઞાન પોતાની આયુષ્યના છેવટનાં પચીસ વર્ષ જે સર્વદા રેડતો હતો તે ચરિત્ર લખનારના જેવા સત્પાત્રના શિવાય કેટલી વારમાં ખરાબ થઈ ગયું હોત. બૉસલેલના ગ્રન્થ ઉપરથી જૉન્સનની પ્રખર તર્કશક્તિ ઉત્તમ રીતિ પ્રકટ થઇ છે. આ ખરૂં છે કે જૉન્સન જેવો મોટો વાદીક હતો તેવોજ કંઇ આગ્રહી તથા ગર્વિષ્ટ પણ હતો. તેથી તેના ભાષણો એ પુસ્તકમાં જે આવ્યા છે તે સર્વ યુક્તિને અનુ-સરતાં છે એમ નથી. કોઈ કોઇ વખતે વાદવિવાદમાં આવીને અપ્રમાણ વાત પણ બોલી જતો હતો અને પોતાનો પક્ષ ખોટો હોવા છતાં પણ તે ખરા જેવો દેખાડવાનો યત્ન કરતો હતો. તે પ્રમાણે પોતાની બાજી ગયેલી જોઇએ કોઇ વખતે અસમતો વિતંડા વાદમાં જઇને સામેવાળાને પ્રખર ભાષણનો પ્રયોગ

---

tious, and pregnant; adopted with the most admirable versatality to every subject as it arose, and distinguished by an almost unparallelled power of serious repartee.

Sir James Mackintosh,

કરતો હતો. *એના શિવાય રાષ્ટ્રવિશેષમાં વ્યક્તિ-વિશેષમાં તેના કેટલાક ગ્રહ નાનપણામાંથી દૃઢ થઇ ગયા હતા, તે બુદ્ધિ ચક્ષુથી ખરા વિષયનું ભાન કોઈ વખતે થતું નહોતું.

---

## પ્રકરણ ૨૦ મું.

### અંગ્રેજી રાષ્ટ્રના ગુણ જૉન્સનમાં પ્રતિબિંબ થવાનાં કારણો, નિશ્ચય, અભિમાન, સદ્દયત્વ, ધૈર્ય, સ્વકીય અને સ્વ-દેશ પ્રેમ.

જૉન્સનને પોતાના રાજ્યનો પ્રતિનિધિ તરીકે માન્યો હોય તો તે ચાલે એમ છે. સામાન્ય રીતે અંગ્રેજીનો જે સ્વભાવ જોવામાં આવેછે તે તેનામાં જણાતો હતો. એવા માણસો દરેક રાજ્યમાં હોયછે, કેમકે મનુષ્યનો જન્મથી લઇને સ્થળ વિશેષનો સંસ્કાર સહજમાં વળગે છે, અને જેમાં સ્વદેશ પ્રીતિ

---

* ગોલ્ડસ્મિથે કહ્યું છે:—

There is no arguing with Johnson; when his pistol misses fire, he knocks you down with the butt end of it".

પ્રબળ હોય અને બીજા દેશના સંસ્કાર કદી લાગેલા ન હોય એટલે મૂળ પ્રકૃતિ જેવીને તેવી કાયમ રહેછે. જૉન્સનનો પ્રકાર પણ તેવોજ હતો. ઈંગ્લંડનો ધર્મ, ઈંગ્લંડની રાજ્યવ્યવસ્થા, અંગ્રેજી રિવાજો, અંગ્રેજી વિદ્યા વગેરે સર્વ કંઈ અત્યુત્તમ છે એવો તેનો મૂળથી ગ્રહ થયો હતો. તે છેવટ સુધી જેમનો તેમ રહ્યો હતો. તેમાં લંડન શહેર ઉપર એટલો તો ચાહ ઉત્પન્ન થયો હતો કે તે છોડીને ઇંગ્લંડમાંના પ્રાંતોમાં ફરવાની પણ ઇચ્છા થતી નહોતી. પોતાના દેશમાંથી ફક્ત બે વાર તે બહાર નીકળ્યો હતો. એક વખત સ્કૉટલંડમાં બૉસવેલની જોડે ગયો હતો અને બીજી વખત પારિસમાં થ્રેલની સાથે ગયો હતો. આમાંની પહેલી મુસાફરી તો તેના પોતાના દેશની કહેવી જોઇએ, બીજીજ માત્ર ખરેખરી બહારની છે. પણ તેનો જૉન્સને કહેવા જેવો કંઈ ઉપયોગ કર્યો નહોતો. પોતાના ઘરનો શેઠ અને શેઠાણી જ્યાં જ્યાં ગયાં હતાં, ત્યાં ત્યાં પારિસના દેખાવો જોવા ગયો હતો. તે માત્ર જોયું. તેના જેવા વિદ્વાન તથા શોધકે આવા પ્રસંગમાં જે ઔત્સુકતા પ્રકટ કરવી જોઇએ તથા જે જિજ્ઞાસા તેને લાગવી જોઇએ તેવો પ્રકાર તેના તે

વખતની નોંધ બુકમાં નજરે પડતો નથી. એટલુંજ નહિ પણ જૉનસન ત્યાંના લોકોની જોડે ઘણું બોલ્યો પણ નહિ. તેને ફ્રેન્ચ ભાષા જો કે આવડતી હતી પણ તેને બોલવાનો માહવરો નહિ હોવાથી આપણા દેશના જેવા ફીસીયારી મારવા માટે બોલ્યો નહિ. આમ છે તો તેવા માણસમાં સ્વદેશ માટે સર્વ જાતના સંસ્કાર પરિપૂર્ણ કેમ પ્રતિબિંબિત ન થાય ?

હવે ઉપરના ગુણ કયાં કયાં છે તે કહીએ છીએ. એક તો નિશ્ચય. એટલે જે એક વખત કરીશ એવું કહ્યું તે કર્યા શિવાય કદી છોડવું નહિ. આ ગુણ જૉનસનના ચરિત્ર ઉપરથી પાછલાં પ્રકરણોમાં સર્વદા ઉદ્યોગના વિષે જે હકીકત લખવામાં આવી. છે તેના ઉપરથી ગ્રન્થકારમાં કેટલી પૂર્ણ હતી તે પહેલાં લક્ષમાં આવ્યું હશે. જૉનસનનો સ્વભાવ જો કે મૂળથી આળસું હતો તેમાં વળી મગજના રોગની પીડાતો હતો, તે શિવાય ગરીબાઈ તો એટલી હતી કે જેમ તેમ કરીને એક એક દિવસ પાર કરવો પડતો હતો, આટલું સર્વ હોવા છતાં પણ આવી વિપત્તિમાં જેણે ૨૫ વર્ષ ગાળ્યાં, તથા કોઇની આગળ ગરીબાઇ ન દેખાડતાં અથ-

વા તાબેદારી કબુલ ન કરતાં કેવળ કષ્ટમાં આટલાં વર્ષો સુધી પોતાના માણસોનું પોષણ કર્યું તે કોને આશ્ચર્ય ન જણાય? પચીસ વર્ષ સુધી એક સરખી કંઇપણ કલમ ન મુકતાં—પછી લખવાપર મન લાગે કે ન લાગે, પ્રકૃતિ સારી હો કે ન હો, ગૃહ સંબંધી અડચણ પડો કે દુઃખ પડો, કંઇપણ થાય તો પણ કલમની ગતિ રોકવી ઉપયોગી નથી, અને વળી વર્તમાનપત્રના જેવાં ક્ષણિક મહત્વના વિષય ઉપર લખવાનું ન હોવા છતાં શબ્દ સમુહથી પરિગણત કરીને ભાષાની વ્યવસ્થા કરવી, નિબંધની રચના કરવી, સર્વ માન્ય કવિના ગુણદોષનું વિવેચન કરવું—એ કેટલું મુસ્કેલ છે તે કહેવું પડે એમ નથી ! આ ગુણનું વાસ્તવ્ય અંગ્રેજી રાજ્યમાં કેટલું હશે તેની કલ્પના આ ચરિત્ર ઉપરથી વાંચનારે કરવી જોઇએ. ખરી રીતે જોતાં આ દેશમાં અંગ્રેજોનું પ્રભુત્વ આવ્યાથી આ ચરિત્ર આપણી ભાષામાં લખવાનો યોગ આવ્યો એજ ઉપલા ગુણનું થોડું પ્રમાણ છે એવુંજ નથી. આ ગુણ તેનામાં ન હોતતો આજ સુધી સેંકડો બિકટ પ્રસંગ જે તેના ઉપર ગુજરેલા છે તેમાંથી પાર પડીને અહિંનું આધિપત્ય તેને મળત નહિ. આટ-

લાટિક મહાસાગરના દૂરના એક ખુણામાં પડી રહેલો જે બેટ હતો—જે બે હજાર વર્ષની પહેલાં તો કોઇના જાણવામાં નહોતો, તે આજ જે વૈભવના શિખર ઉપર ચઢેલો છે અને આથી દુનિયામાં તેની બડબડ પૂરી ન થતા વિદ્યા, કળા, કૌશલ્યનું કેવળ ઘરજ થઇને રહેલું છે આ પણ ઉપલા કિંમતી ગુણનોજ પ્રભાવ છે !

બીજો ગુણ અભિમાન. અભિમાન એટલે બીજાની તરફથી થયલી અવજ્ઞા તલપુર જેટલી સહન નહિ કરતાં પોનાના પરાક્રમનેજ સર્વદા અવલંબન કરવા વિષયમાં મનની સાહાજિક વૃત્તિ. આ ગુણ ઉપરના અનુષંગી છે, અને તે ઉપર પ્રમાણે ઉન્નતિ કરવાને ઘણો જરૂરનો છે. જૉનસનમાં એ કેટલો હતો અને તે ક્રિયા ક્રિયા પ્રસંગમાં તે પરિપૂર્ણ રીતે પ્રકટ થયો હતો તે પાછળ લખી ગયા છીએ. તેણે પોતાની ઉમેદના દહાડા ગરીબાઈ તથા કષ્ટમાં કાઢયા તેનું પણ કારણ ઉપલી મનોવૃત્તિ છે. તે ઘરમાંથી બહાર પડીને પહેલાં જે નીશાળના ઉપરીના હાથ નીચે કેટલાક દિવસ રહ્યો હતો, ત્યાંજ જો કુતરાની પેઠે દરરોજ આગળ આગળ નાચીને પોતાના માલેકને સર્વદા મનહરણ ક-

રત અથવા પછી સેક્રેટરી ઓફ સ્ટેટનો વશિલો લાગ્યા પછી તેની ઇચ્છા પ્રમાણે જો રહ્યો હોત તો મધ્યાહ્નકાળની ભ્રાન્તિ તદન જતી રહેત અને ઉલટો તે એશ આરામમાં રહેત. પણ જે જાતે તેજસ્વી હોય છે તેનાથી મોટા ધનવાન કે મોટા શેઠની તાએદારી કબૂલ કરાતી નથી. તેમ જૉનસન ઘણોજ નિસ્પૃહ હોવાથી અને પોતે મનનો બળવાન હોવાથી મોટા મોટાનાં મન હરણ કરનારા તેનાથી થવાતું નહોતું. તે શિવાય બીજો ચમત્કાર એવો હતો કે બીજાની આગળ હાથ લંબાવવામાં જેવો તેને કંટાળો હતો તેમ બીજાને પોતે આશ્રય આપવામાં તેની ઘણીજ ઉત્કંઠા હતી. તેં કષ્ટમાં રહીને ઘણી મુસ્કેલથી પોતાનો નિર્વાહ કરતો હતો; તે છતાં પણ પોતાના ઇષ્ટમિત્રના સમાચાર લેવામાં સર્વદા તત્પર રહેતો હતો. અને પછી તો કેટલાક નિરાશ્રિત માણસોને પોતાના ઘરમાં રાખીને તેને સર્વ રીતે સુખી રાખવામાં ઘણી શહનશીલતા સહન કરતો હતો. જૉનસન અને તેના રાષ્ટ્રનો સાધારણ હોવાનો આ બીજો ગુણ છે. અંગ્રેજોને પોતાના વિષયમાં કેટલો અભિમાન છે તથા સ્વતંત્રતાને તેઓ કેટલા ચાહે છે, તે અહિં વિસ્તારીને

લખવાની જરૂર નથી. બીજા દેશની પેઠે તેઓમાં હરએક પ્રકરણમાં એકબીજા વચ્ચે મતભેદ હોય છે અને નિરંતર રાજ્યપ્રકરણમાં કલહ ચાલેલા હોયછે, સંકટની વેળાએ સર્વ એક થઇને આખી પૃથ્વીને ગજાવી મૂકેછે આ બનાવ ઉપરથી તેનો સ્વાભિમાનનું સ્વરૂપ કોઇના પણ ધ્યાનમાં ઉતરશે. તે શિવાય પરરાજ્યની વાતતો એક બાજુએ મૂકો પણ પોતાના રાજાનો જુલમ તેઓને સહન ન થવાથી તેને પણ એક વખત ગરદન માર્યાં હતાં તથા એકને ભગાડી મૂકયો હતો તથા રાજાનો અધિકાર આણતાં આણતાં તેઓએ તદન ખરાબ કરી મૂકયાં હતાં અને અમેરિકાના પ્રજાસત્તાક રાજ્યના સરખી સ્વતંત્રતાનો વાવટો પોતાના દેશમાં મેળવે છે અને મોટાથી લઇને નાના સુધી પોતાની મરજીમાં આવે તે બોલવાનો પૂર્ણ અધિકાર છે, એ જગતને જાણીતું છે.

ત્રીજો ગુણ સદયત્વનો છે. આ ગુણના સંબંધમાં જૉનસનના વિષય આગળ ઘણું લખી ગયા છીએ. તે બહારથી જોકે ઉગ્ર અને ઉદ્ધત જણાતો હતો, પણ તેનું અન્તઃકરણ અત્યંત દયાર્દ્ર હતું. પરદુઃખેન દુઃખિતા વિરલાઃ એવું જે કહેલુંછે તે અહિં

લાગુ પડે છે. કોઇપણ માણસ હોય અને તેને દુઃખ પ્રકટ કર્યું તો તે તેને બિલકુલ સહન ન થતાં તે યથાશક્તિથી તેનું સંકટ નિવારણ કરતો હતો. જે નિરાશ્રિત તથા દુર્બળ હતા તેને તેનું ઘર ધર્મશાળાના જેવું હતું, એવું તેના એક મિત્રે કહ્યું છે. તે પોતે ગ્રેલના ઘરમાં હમેશના પરોણાના જેવો રહેતો હતો પણ તેના ઘરમાં કોઈ મંડળ ભરાવ્યું હોય ને હોય. તેનો ગુજારો પોતાની પેનસનમાંથી કોઇનો હમેશનો નિર્વાહ ચાલતો હતો, આ વિષય પહેલાં ઘણીક વેળાએ કહ્યું છે. પોતે એટલો આળસુ હતો કે બાર બાર બે બે વાગા સુધી પથારીમાંથી હાલતો નહોતો પણ છાપખાનાવાળાએ કહ્યું કે જો આજે વિષય આવ્યો નહિ તો બીંબા ગોઠવનારને કામ નહિ મળ્યાથી તેને અપવાસમાં દિવસ કાઢવા પડશે કે તરત ઉઠીને કામપર લાગતો હતો. એનું નામ મોટું થયું હતું અને મોટા મોટા માણસોની જોડે તેને ઓળખાણ હતું તેથી પોતાના મિત્રો અથવા તેના તરફથી બીજાને શેંકડો વખત શિફારસપત્ર આપતો હતો; તેમાંથી ઘણા બૉસવેલના ચરિત્રમાં જોવામાં આવે છે. આ ગુણ પણ તેના રાષ્ટ્રની અંદર

છે. આ કહેવું આપણા વિપત્તિમાં પડેલા દેશ બંધુએઓને કદાચિત વ્યાજોક્તિનું લાગશે. અથવા હિન્દુસ્તાનના રાજકર્ત્તાની ખુશામત કરવા માટે લખેલું છે એવું લાગશે. પણ તેમ કંઈ નથી. ઈંગલંડના રાજ્યની આપણા દેશની જે વર્તણુક જોવામાં આવે છે, તેમાં ઉપલા ગુણનું નામ સર્વદા લગાડી શકાશે નહિ એ ખરૂં છે, પણ તેના કારણો તપાસતાં બીજાજ જણાશે. તે સર્વને સહેલાઇથી સમજવા જેવાં હોવાથી આ જગાએ આપતા નથી. એટલું કહેવું બસ છે કે અંગ્રેજ લોકોનું આચરણ તેના સ્વદેશમાં જો જોવામાં આવે તો તેની રાજ્યરીતિ ઉપરથી તેના સેંકડા ધર્મજ કૃત્ય જે ઝપાટાથી નિરંતર ચાલું છે તે ઉપરથી, ગુલામોને છોડવવા માટે તેઓ કરોડો રૂપીઆ ખર્ચે છે તથા હાવર્ડ, કલાર્કસન, ફૉસટના જેવાં ઉદાર પુરૂષો તેના દેશમાં નિરંતર ઉત્પન્ન થાય છે, તે ઉપરથી ઉપલા વિચારની સાર્થકતા નિઃપક્ષપાત મનુષ્યની નજરમાં આવ્યા શિવાય રહેનાર નથી.

ચોથો ગુણ ધીરજ. ધીરજ બે પ્રકારની છેઃ એક માનસિક તથા બીજી શારીરીક. માનસિક ધૈર્ય એ-

ટલે જેનો એક વખત સંકલ્પ કર્યો અને પછી ગમે તેટલી અડચણો આવે તોપણ તેને પૂરી કરીને છેવટ લાવવું, જે પોતાના મનના પ્રમાણ સિદ્ધ સત્ય જણાય તે બેધડક બોલી દેખાડવું, લોક મતના અંધ પરંપરાના ન્યાયને અનુસરણ ન કરતાં કેવળ પ્રાંજલપણાથી તથા સ્વતંત્ર બુદ્ધિએ તત્વ શોધ કરવાનો યત્ન કરવો, ઇત્યાદિ છે. આ ગુણ જૉન્સનમાં કેટલો હતો તે આગળ કહી ગયા છીએ. હવે બીજું જે શરીરની ધીરજ, એટલે શરીરના બળ ઉપર મુશતાક રહીને કોઇના ઉપર જવું, પ્રસંગની વખતે નહિ ડગવું, એ જૉન્સનમાં હતું કે નહિ તે વિષે તેના ચરિત્રમાં જણાવ્યું છે. આ ઉપરથી જોતાં આ ગુણ તેનામાં પૂર્ણ હતો એવું કહેવામાં કંઇપણ હરકત નથી. તે લશ્કરી ખાતામાં કદી પણ દાખલ થયો નહોતો, એક વખત લંડનમાં છાવણીમાં રહીને નિશાન મારવાનો કંઇક અભ્યાસ કર્યો હતો—તોપણ ખરા સિપાઇના ગુણ જે ધૈર્ય તથા પ્રસંગને ટાણે સાવચેતી તેનામાં ઘણી હતી. તે શરીરે સારો મજબુત હતો તેથી મારામારી કરવાની વેળાએ પણ તે પાછો ફરતો નહોતો. તેનાં એક બે ઉદાહરણ આગળ આપી ગયા છીએ. એ

શિવાય બૉસવેલના ગ્રન્થમાં લખ્યું છે કે એક વખત મધ્યરાત્રિએ જૉન્સન પોતાના નિત્યક્રમ પ્રમાણે જાગતો બેઠો હતો એટલામાં એકદમ તેના બારણામાં કોઈ મોટા અવાજો કરવા માંડયા; તે સાંભળતાં શગડીમાંનો મોટો ચીપીઓ તથા શગડી કોતરાવાનો લોઢાનો શળીઓ લઈને તેણે દરવાજો ઉઘાડયો. જુએ છે તો દરવાજો ઠોકનારા—ચોર નહોતો પણ કૉલેજના બે સ્નેહીઓ હતા. પછી તેની જોડે બહાર પડીને ફરતાં ફરતાં તથા રસ્તામાં મશતી કરતાં કરતાં પ્રહર દિવસમાં તે ઘર આવ્યો. તે પ્રમાણે બૉસવેલની જોડે સ્કૉટલંડમાં જે મુશાફરી કરી હતી તેમાં ઘણીક વેળાએ સમુદ્ર ઉપર વરસાદ આવીને હોડી ડુબવાપર આવી હતી તથા ઈંગલંડમાં બેઉના મરી જવાના સમાચાર સુદ્ધા વર્તમાનપત્રમાં જાહેર થયા હતા, પણ આવા પ્રસંગમાં જૉન્સન જરા પણ ડગ્યો નહિ. બૉસવેલ જો ભય દેખાડતો તો તે ઉલટો ગુસ્સે થતો હતો. તેના મિત્રમંડળમાં બાકલાર્ક નામનો એક ખાનદાની ગૃહસ્થ હતો. તે જ્યારે પોતાના ખેતીવાડીના બંગલામાં જઈને રહેતો હતો ત્યારે જૉન્સન તેના ઘરમાં આતિથ્ય અનુભવ કરવા વાસ્તે કોઇ કોઈ

વખતે જતો હતો. એ પ્રસંગનું વર્ણન બોકલાર્કે પોતાના મિત્રોને કહ્યું હતું કે, મારા દરવાજા ઉપર એક મોટો કુતરો પાળેલો હતો તે એવો મોટો હતો કે હોશિયાર ચોરને પણ તે કરડયા વગર રહે નહિ. પણ જૉન્સન તેની કંઇપણ દરકાર રાખતો નહોતો. એક વેળાએ બેઉ વચ્ચે બાઝાબાઝી થઈ કુતરો તેના શરીર ઉપર ધસી આવ્યો અને એ કુતરાના માથા ઉપર બે ઠાંસા જૉન્સને લગાડીને નસાડી મૂકયો. છેવટના કલેશદાયક મંદવાડમાં જૉનસનને ધૈર્યવૃત્તિ પકડી હતી. પેટમાંનું પાણી કાઢવા માટે તેણે ઘણી વેળા શસ્ત્ર પ્રયોગ કરાવ્યા હતા, એ વેળા ડાકટર પણ ભય રાખતા હતા. પણ તે પોતે તો બિલકુલ ભય કરતો નહોતો, તેમજ તેનું છેવટ ઘણુંજ સ્વસ્થપણાથી થયું. આ ગુણ જૉનસનના દેશના માણસોમાં નજરે પડેછે. આ બે રીતની ધીરજ અંગ્રેજ લોકોમાં કેટલી છે તે વિષે તેમનો ઇતિહાસજ નહિ પણ આખી દુનિયાનો ઇતિહાસ સ્પષ્ટરીતે કહેછે એવું કહેવામાં કંઇપણ હરકત નથી.

સ્વકીય તથા સ્વદેશ વિષે પ્રેમ. આ વૃત્તિ જૉનસનમાં જેમ બળવાન હતી તેમજ તેના દેશબંધુમાં

તેવીજ જોવામાં આવેછે. સ્વકીય વિષે પ્રેમ એટલે માબાપ વગેરે વડીલ માણસો ઉપર ભક્તિ, ઇષ્ટ મિત્ર વિષે સ્નેહ વગેરે છે, અને સ્વદેશ પ્રીતિ એટલે પોતાના રાજાના ઉપર નિષ્ઠા, ધર્મ વિષે પૂજ્ય બુદ્ધિ અને સામાન્ય રીતે સર્વ ઉપર યોગ્ય અભિમાન હોય એ છે. ઉપલી જૂદી જૂદી વૃત્તિયો જૉનસનમાં કેવી હતી તે આગળ આપી ગયા છીએ, હવે તેના રાષ્ટ્રમાં છે કે નહિ તે માત્ર લખવાનું રહ્યું છે. પહેલી સ્વકીય વિષેનું ખેંચાણ ઇંગ્લંડમાં કેટલું છે તે વિષે બીજું કંઇ પણ ન કહેતા—home. hearth ઇત્યાદિ શબ્દમાં કેટલો પ્રેમ એકઠો થયો છે, તથા અંગ્રેજી કવિતામાં તે વિષે કેટલી સહૃદયત્વ હોયછે એ ઉપરથી આનો ખ્યાલ આવશે. તેમજ કોઇ પ્રખ્યાત મનુષ્યનું ચરિત્ર વાંચ્યાથી તેમાં ઘણું કરીને ઉપરનો પ્રકાર નજરે પડશે. કોઇને પોતાના બાપની લાજ જણાઇ તેને કયાં ભિક્ષા માગવામાં લગાડયા છે, અથવા માની જોડે પશુવત્ વિનોદ કર્યો છે એવું કયાં પણ નજરે પડતું નથી. એ પ્રમાણે અંગ્રેજો સર્વ દેશમાં જાય પણ ત્યાં પોતાનો ધર્મ છોડતા નથી, તેઓ ચીનમાં જઇને ચીના બનતા નથી, તેમજ હિન્દુસ્તાનમાં આવીને હિન્દુ મુ-

સલામાન બનતા નથી. જે તેઓનો પોશાક હોયછે તેજ રાખે છે તે ઉપરથી સિદ્ધ થાય છે કે, તેઓ પોતાના દેશને તથા રીત રિવાજને ચાહેછે. પોતાના માબાપને ચાહેછે.

બીજું સ્વદેશ વિષે પ્રેમ. તેનું સ્વરૂપ આગળ આપી ગયા છીએ. તે ઉપરથી જણાશે કે દરેક બાબતમાં અંગ્રેજ લોકોનો પોતાના દેશપર જે અભિમાન જણાય છે તથા કોઇ રીતે દૂષણમાં ન ખપતાં તે સાંભળતાંજ તેના પગની આગ માથામાં જઇ પહોંચે છે. એજ તેની સ્વદેશ ભક્તિનું દર્શક છે. તેઓ સ્વદેશને એટલો બધો પ્રેમ કરેછે કે, હિંદુસ્તાનમાં રહીને પોતાના દેશના માણસોને ખટાવે છે અને પોતાના દેશનું ભલું કરવાને મથે છે. તેના દૃષ્ટાન્ત જગે જગે જણાય છે.

---

## પ્રકરણ ૨૧ મું.

### દોષોનો ઉલ્લેખ—તોછડાઈ-ગ્રહ.

પાછલા પ્રકરણમાં જૉન્સન અને તેના દેશ બંધુના સાધારણ ગુણોનું વર્ણન કરેલું છે, તેમજ હવે તેમના અવગુણનું પણ વર્ણન કરવું જોઇએ. વ્યક્તિ-

ભૂત મનુષ્યોમાં જેમ ગુણદોષ હમેશાં સાથે રહેલા છે, અથવા ગુણોના અનુષંગમાં દોષ અને દોષના અનુષંગમાં ગુણ હોવા એ નિયમ આ માણસમાં નજરે પડે છે તે પ્રમાણે રાષ્ટ્રમાં પણ એ નિયમ લાગુ પડેછે એ ખુલ્લુંજ છે. માટે અંગ્રેજોમાં હોવાવાળા દોષનું જે નિરૂપણ કરવાનું તે વિષયાનુરોધે સહજ પ્રાપ્ત થયું છે, એ સર્વના લક્ષમાં આવશેજ એ અહિં વધારે કહેવાની જરૂર નથી.

આગળ કહી ગયા છીએ કે, નિશ્ચય તથા અભિમાન આ ગુણ જૉન્સનમાં હતા, તે તેના રાજ્યમાં પણ જોવામાં આવે છે, આ ગુણનો અનુષંગી દોષ એ તોછડાઇ છે. નિસ્પૃહપણાથી ચાલવાની તથા કોઇની પણ દરકાર ન કરતાં સ્વતઃની હિમ્મત ઉપર દરરોજ રહેવાની જેને આદત પડી હોય છે તેની પ્રકૃતિ કંઇક તપેલી રહે છે. કોઈની પણ તાબેદારીમાં ન રહેવાથી, તેની ગરજ નહિ પડ્યાથી અર્થાત કોઇને વિનંતિ કરવાની જરૂર નહિ પડ્યાથી અને તેથી એકપટુ તથા તોછડાઇનો અવગુણ તેમાં સામેલ થાય છે. જૉન્સનના વિષયના ઉલ્લેખમાં પહેલાં ઘણીવાર કહ્યું છે કે, કોઇ ગમે તેટલો પદવીમાં મોટો હોય અથવા તેનો કેટલો પણ

ઓળખીતો હોય તોપણ વખત આવ્યાથી તે પોતાની તોછડાઇનો ભાવ પરિપૂર્ણ પ્રકટ કરતો હતો, તથા તેનો સ્વભાવ ઘણોજ સજ્જન હોવા છતાં પણ તેની પ્રકૃતિથી લોકો તેનાથી દૂર રહેતા હતા. અંગ્રેજ લોકોમાં એકંદર રીતે જોતાં આજ સ્વભાવ છે. તેનો દેશ આખા યૂરોપથી જૂદો પડવાને લીધે બેપરવાઈ તથા તોછડાઇનો ગુણ તેમાં જેવો જોવામાં આવે છે તેવો ઘણું કરીને કોઇપણ યૂરોપન રાજ્યમાં જણાતો નથી. એ ખરૂંછે કે આ વૃત્તિથી તે દેશનું કંઇક અંશે ભલું થયું છે, તોપણ તે દોષરૂપ ગણાય છે તેમાં સંદેહ નથી.

પણ ઉપરના કરતાં એક મોટો દોષ ઉપર લખેલા ગુણથી ઉત્પન્ન થાય છે; તે જૉનસનમાં તથા એકંદર રીતે અંગ્રેજ લોકોમાં સાધારણ રીતે છે. એજ કિયો તો દુરાગ્રહ છે. બૉસવેલનું ચરિત્ર જેણે સઘળું વાંચ્યું હશે તેમાં જૉનસનના જેવા મોટા તથા પ્રૌક્ત બુદ્ધિના માણસમાં પણ હરએક વિષય સંબંધી કેટલો વિલક્ષણ દુરાગ્રહ હતો તે સર્વ સ્પષ્ટ જણાય છે અને તે વાંચનારને અતિશય અચંબો લાગ્યા શિવાય રહેશે નહિ. આગ્રહથી પોતાના 'દેશની સર્વ પ્રકારે સ્તુતિ અને પ્રદેશીઓની ઘણુંક-

રીને સર્વની નિન્દા કરવાની જે તેની પ્રવૃત્તિ ઉપલા ગ્રન્થમાં ભરપૂર જણાય છે. એશિયાખંડને તો દૂર રાખો તથા અપ્રસિદ્ધ રાષ્ટ્રની વાતને તો છેટે રાખો પણ ફ્રાન્સ સ્કૉલંડના જેવા પાસેના દેશ, તથા ગ્રીક રોમનના જેવા બધા અર્વાચીન સુધરેલા દેશના મૂળ સ્તંભ તથા જગત્ પ્રસિદ્ધ રાષ્ટ્ર એ પણ મહાપંડિતના તડાકામાંથી બચ્યા નથી. સર્વ ઉપર વખતો વખત તેના વાક્યશાસ્ત્રનો તીવ્ર પ્રહાર થયો છે. ગ્રીક તથા રોમન લોકોના વિષય જૉન્સને એક વેળાએ આવો મત પ્રદર્શિત કર્યો હતો કે તે સામાંન્ય રીતે જોતાં જંગલીજ હોવા જોઇએ, કેમકે તેના છાપખાના નહિ હોવાથી જ્ઞાન પ્રસાર કરવાનું સાધન તેને તદન અનુકૂળ નહોતું. સ્કૉચ તથા ફ્રેન્ચ વિષય પણ તે સર્વદા ઘણોજ તિરસ્કાર પ્રકટ કરતો હતો, તે કહેતો હતો કે આ લોકોના જેવા ગલિચ્છ લોકો બીજા કોઇ પણ નથી. આ ભયંકર આરોપનું કારણ એટલુંજ થયું કે તે પારિસમાં હતો ત્યારે એક ફ્રેન્ચ ચાકરે ભોઇ ઉપર થુકીને તે થુકને મુઠથી લુછતાં તેણે જોયું હતું; અને તેમજ એડિનબરોના હૉટલમાં ઉતર્યો હતો ત્યાં તેણે ખાંડ માગી તો એક ચાકરે હાથમાં લાવીને તેને આપી. આ

કામથી જૉન્સનને એટલો ગુસ્સો ઉપજ્યો કે તેને કુચકાને બારીમાંથી નીચે નાખી દેવાની ઈચ્છા કરી ! ! ફિનિશિયન જાતિના માણસો પ્રાચીનકાલમાં મોટા નામાંકિત નાવિકો હતા; અને જ્યારે હોકાયંત્રની માહીતી નહોતી, તથા સમુદ્રના નકશા વગેરેનું બિલકુલ સાધન નહોતું, એવા સમયમાં આખા ભૂમધ્ય સમુદ્રમાં ફરતા હતા તથા બ્રિટનના જેવા દૂર દૂરના બેટોમાં તેનો વ્યવહાર ચાલતો હતો. એના ઉપરથી તો તેના નાવિક જ્ઞાનનું તથા હિમ્મતનું ઘણુંજ આશ્ચર્ય લાગેછે ! પણ એવા લોકોની પણ પ્રશંસા જૉન્સનના જ્ઞાનમય કર્ણના છેદમાં જતી નહોતી. એક પ્રસંગે તેમની નાવિક વિદ્યાનું કોઇ વખાણ કરતો હતો તે સાંભળીને જૉન્સને કહ્યું કેમ ! તેની મોટી તારીફ કરોછે. કુત્રાં શું તરતા નથી !" ચીના જંગલી છે કે સુધરેલા આ વિષયમાં એક પ્રસંગે ગુરૂ શિષ્યમાં વાદવિવાદ ચાલ્યો હતો. બૉસવેલ આ બીચારા પ્રાચ્ય રાષ્ટ્રની તરફદારી કરીને બોલ્યો ચીનની જાતિ જ્ઞાન સંપન્નછે." ગુરૂએ તરત તેના આંખમાં કાજળ નાખીને તેનો ભ્રમ દૂર કર્યો, "એરે ભાઇ, વાસણો બનાવવાની કળા તે જાણતા હતા ખરા !" બીજા એક પ્રસં-

ગમાં હિન્દુસ્તાનનો પ્રસિદ્ધ સેનાપતિ સર ઐટ કુટ્એ તરત હૈદરઅલ્લીનો પરાભવ કરીને મદ્રાસ ઇલાકાને બચાવ્યો હતો, તેના ઘરમાં ખાવાની વેળાએ આરબીની વાત નીકળી, કુટ્ તરતનોજ આરબસ્તાનમાંથી આવ્યો હતો, તેથી રસ્તામાં તે દેશની સ્થિતિ જે પોતાની નજરે જોઇ હતી તેની તારીફ કરીને પ્રાચ્ય દેશ પ્રસિદ્ધ જે ઇમાન તથા શૌર્યનું વર્ણન કરતો હતો તે આપણા પાશ્ચાત્ય પંડિત શિરોમણિને સહન નહિ થયાથી તેણે તેની નિંદા કરી! આ બધા જૂના જગતના વિષય થયું. નવા જગતમાં અંગ્રેજોએ વસાવેલું એક મોટું રાજ્ય છે એ અમારા વાંચનારાઓથી ઘણાકો જાણતા હશે. આ રાજ્ય જૉન્સનના વખત સુધી ઇંગ્લંડના તાબામાં હતું, પણ તેની હયાતીના છેલ્લા દિવસમાં વસાયત કરનારાઓએ અંગ્રેજોના કરની બાબતમાં પંચાયત કરતાં કરતાં છેવટે યુદ્ધનો પ્રસંગ આવ્યો હતો તે છતાં વસાયત કરનારાઓ ન ડગતાં તેઓએ મોટી હિમ્મતથી પોતાનો બચાવ કરીને ઇંગ્લંડનો પરાભવ કર્યો. આ બનાવ જૉન્સનના મરવાના પહેલે વર્ષે થયો હતો, ત્યારથી યુનાઇટેડ સ્ટેટસ (સંયુક્ત સંસ્થાન) આ નામથી અમેરિકાનું

નવું રાજ્ય સ્થાપિત થયું હતું. સ્વાતંત્ર્ય તથા ઉન્નતિ આ બે સંબંધથી જોતાં તેના જેવું રાજ્ય આજ આખા ભૂમંડળમાં નથી એવી તેની સર્વત્ર કીર્ત્તિ છે. તથા વાશિંગ્ટન, ફ્રાંકિસન એના જેવા જગત્માન્ય પુરૂષ જૉનસનના વખતમાં સ્વદેશમાં ભૂષિત કરતા હતા, પણ કંઇજ નહિ; એક રાજનિષ્ઠાનુંજ તત્વ જૉનસનના હૃદયમાં પૂર્ણ ઠસી ગયું હતું. ન્યાય પક્ષના વિષય અભિમાન, ગુણિજનોના વિષયમાં પૂજ્ય બુદ્ધિ વગેરે સર્વ વૃત્તિઓ તેમાંથી એક ક્ષણમાં લીન થઇ ગઇ. તેણે પોતાની કલમના સામર્થ્ય ઉપર રાજ્ય ક્રાન્તિના પ્રસંગમાં અન્યાયની તરફદારી પ્રકટ કરી હતી, એ આગળ લખી ગયા છીએ. અમેરિકન લોકો વિષે જૉનસનમાં મોટો દુરાગ્રહ હતો. ઇંગ્લંડનું વીરત્વ ચારે બાજુએ ગરજતુ હતું તેથી માત્ર તેનું નામ નીચુ પડ્યું. તે તેને મુદલે પસંદ ન પડવાથી તે તેના ઉપર નિત્ય દાંત હોઠ પીસતો હતો. "તેને બાળી નાખવું જોઇએ" "એક મૃત્યુની શિક્ષા શિવાય બાકીની કોઇ પણ સજા જે અમે તેને આપીએ તેને માટે તેઓએ અમારો ઉપકાર માનવો જોઇએ." આવા ભયંકર તથા ક્રૂરતાના વાક્યો તેના મુખમાંથી તે લોકોના

વિજય સર્વદા સંભળાતાં હતાં. અમેરિકન આ ફક્ત નામ કાઢતાજ તે ક્રોધથી લાલપીળો થઇ જતો હતો. એક વખતે તેણે કહ્યું હતું કે "આખી દુનિયાને હું મિત્ર પ્રમાણે ગણું છે માત્ર અમેરિકનેજ નહિ." એવાં ઉદાહરણોથી અમારા વાંચનારાઓના લક્ષમાં સહજ આવશે કે જૉન્સનના મતે પ્રશંસનીય તેટલા સર્વ ગુણ તેના રાષ્ટ્રમાં છે બીજા બધા અજ્ઞાન, મૂર્ખ દુષ્ટ રાષ્ટ્ર છે. આ ગુણ રાષ્ટ્રમાં પણ છે તે આપણે પગલે પગલે જોઇએ છીએ.

---

## પ્રકરણ ૨૨ મું.

### ચરિત્રમાંથી બોધ—સર્વદા ઉદ્યોગ-ગૃહાચાર.

પાછલા પ્રકરણોમાં જૉન્સનનું ચરિત્ર કથન અને સામાન્ય રીતે તેના સ્વભાવનું વર્ણન તથા અંગ્રેજોના ગુણોનું વર્ણન કર્યું. હવે આ કથનમાંથી કેટલીક મહત્વની વાતો શીખવા જેવી છે તે સ્પષ્ટ રીતે જણાવવાની જરૂર છે કેમકે તેમ કર્યાથી ચરિત્ર લખવાનો મૂળ ઉદ્દેશ સિદ્ધ થાય છે.

જૉન્સનનું આખું ચરિત્ર અવલોકન કર્યાથી પહેલી મોટામાં મોટી વાત એ ધ્યાનમાં આવે

છે કે જૉન્સન એ પુસ્તક વેચનારનો છોકરો થઈને જે અપ્રતિમ યોગ્યતાને પામ્યો, આટલી તે તેની વિશાળ બુદ્ધિનું તો ફળ છે, પણ એ ઉન્નતિમાં બુદ્ધિ કરતાં નિશ્ચયનું બળ વિશેષ કારણભૂત થયું છે એવું કહેવું જોઇએ. એ બળ જેને અનુકૂળ નથી પછી તે ગમે એટલો તીક્ષ્ણ બુદ્ધિનો હોય તોપણ તે બુદ્ધિ તેને કંઇપણ કામમાં આવતી નથી. હવા શિવાય અગ્નિ જેમ નિર્બલ થાય છે તેમ મોટી તેજવાન બુદ્ધિ હોય પણ દૃઢનિશ્ચય શિવાય તે કેવળ પંગુ થાય છે. જે કામ હાથમાં લીધું હોય તે પૂર્ણ કરવામાં એવા દૃઢપણાથી વળગી રહેવું જોઇએ કે, તે જરૂર સિદ્ધને પામે. એવા નિશ્ચયનો માણસજ વિખ્યાતીને પામે છે. જૉન્સને કહેલું છે કે મોટા મોટા કામો જે ઉત્પન્ન થાય છે તે કેવળ બુદ્ધિ સામર્થ્યપર ઉડતાં નથી, પણ હમેશાંનો ઉદ્યોગ તથા નિર્ધારણના બળ ઉપર ઉડે છે. તે જુઓ જોઇએ, અંગ્રેજી જેવી પરિપક્વમાં આવેલી ભાષાનો કોષ પહેલ વહેલો અને વળી તેને એકલાને કરવો એ કેટલું સાહસનું તથા કેટલું મોટા શ્રમનું કામ! તે આખું પુસ્તક વાંચવામાં અથવા લખી કાઢવાનું કામ કોઇને માથે

માર્યું હોય તો તે પોતાના માથા ઉપર કેટલો બોઝો ગણશે. તેની હામ તદન બેશી જશે અને આ કામ ક્યાંથી આવ્યું એવું કહેશે. પણ જો આવી મોટી ઇમારત ફક્ત આંખે જોવાથી અથવા આ-ટલો માલમસાલો હોવા છતાં ફરી રચવી એ કેટલું દુર્ધટ કામ જણાય છે, પોતે ખાણમાંથી પથ્થર કાઢીને ઝાડો કાપીને ચુનો તૈયાર કરીને પાયાથી ઉભી કરવી એ કેટલો પર્વતપ્રાય ઉદ્યોગ છે! પરન્તુ તે પણ જૉનસને સહજ રમતાં રમતાં પૂરૂં કર્યું; અને વચમાં ઘણા કષ્ટો તથા દુઃખ આવ્યાં. તોપણ તેનાંથી તે દૂર થયો નહિ. તેની ગરીબાઈમાં તેણે એક કાવ્ય રચ્યું, એક નાટક સંપૂર્ણ કર્યું. અને તેના ગ્રન્થમાં ઉત્તમ ગણાયલા રાંબલરના બશો અંક લખ્યા! ઠીક આટલું કરીને શું તે થાકયો? નહિ થાકીને તે શું કેરે? કોષ તૈયાર કરીને ગ્રાહકોના હાથમાં જઇને પડ્યો તથા તેના આખા રાષ્ટ્રના અભિમાનનું તથા હર્ષનું કારણ તે થયો; પણ કો-ષકારની અવસ્થા કેવી? અંગ્રેજી ભાષારૂપ સમુ-દ્રમાં જોકે બધે ફર્યો હતો મુસાફરી કરતો કરતો જ્યાંથી નીકલ્યો હતો ત્યાં પાછો આવી પહોચ્યો. તેમ ને તેમ તે પાછો પોતાની ચાલતી સ્થિતિમાં

આવ્યો ! આટલો ડુંગર ચઢ્યો પણ હાથપગની ગાંઠો જેવીને તેવીજ રહી. ઉપલો મોટો ઉદ્યોગ પૂરો થતાંજ પૂર્વવત્ અલ્પસ્વલ્પ ઉદ્યોગ કરીને તડકાના વખત ગાળવાં એ તેનો ક્રમ લાગલોજ આરંભ થયો. આવી વિપત્તિમાં જૉનસને આટલા મોટા મોટા ગ્રંન્થો રચ્યાં તથા પોતાનું સઘળું આયુષ્ય વિદ્યા સંપાદનમાં અને વિદ્યાપ્રસાર કરવામાં ખર્ચ્યું, એ શું કંઈ અજાયબનો વિષય નથી ? આ ચરિત્રમાંથી સર્વ લોકોએ સર્વદા ઉદ્યોગ કરવાનો ઉપદેશ લેવો.

જૉનસનના ચરિત્ર ઉપરથી બીજી શીખવવાની વાત એ છે કે તેનો ગૃહાચાર (ગૃહાચાર એટલે ઘરની ચાલચલણ) વિષય આગળ ઘણું લખી ગયા છીએ, તેની ચાલ માયાવળી હતી; સ્ત્રી ઉપર બહુ પ્રેમ હતો, તેમ નોકર ઉપર પણ ઘણો ચહા હતો, વળી મિત્ર ઉપર પણ ઘણો સ્નેહ હતો અને દુઃખી ગરીબ માણસ ઉપર તેનું ઘણું હેત હતું. માબાપની ઉપર પોતાની ફરજ અદા કરવામાં આ ચરિત્રથી ઘણોજ લેવા જેવો ઉપદેશ મળે છે. જૉનસન પોતાનો ગુજારો કરવા માટે

લંડનમાં આવીને રહ્યો હતો, અને તેની કીર્ત્તિતો બધા વિદ્વન્મંડળમાં જોકે ગાજી રહી હતી તોપણ પોતાની માને કદીપણ અવહેલા કરી નહોતી. પહેલાંની પેઠે તેના ઉપર ઘણી ભક્તિ રાખતો હતો. અને તેની ભક્તિ આખર સુધી જેવીને તેવીજ હતી. તે છેવટ સુધી તેના નામથી પ્રાર્થના કરતો હતો.

---